| | | | | |
|---|---|---|---|---|
| અચારી | અચારી | હિ ફા, | વિ, | (અલિફ, ચે, અલિફ, રે, યે.) અથાણું રાખવાનું વાસણ—યા બાટલી (ઉ-લુ,) —અખતરી—ઇકસીરી—અગરઇ—ઇત્યાદિ—શબ્દો પ્રમાણે અચાર ફા. ને છેડે પણ ગુણ રૂપ 'ઇ' પ્રત્યય લાગવાથી અચારી શબ્દ ફા. પણ સજકુર હિંદી અર્થે થઇ શકશે-પણ ઉરદુના વપરાશમાં જવલ્લેજ આવશે. |
| (અચંબો. ગુ-શ-કો) | અચમ્ભા, | હિ, | ના, | ( અલિફ, ચે, મીમ, બે, હે, અલિફ, ) =આશ્ચર્ય, વિસ્મય, ઇ૦ ( ઉ—ઇં—હિ; ) સ૦ આશ્ચર્ય + ભૂ=થવું. |
| અછાડપછાડ. | ઉખાડ્ પછાડ્ | હિ. | ના | ( અલિફ, કાફ, હે, અલિફ, ડે, પે, ચે, હે, અલિફ, ડે, )=અહીં—તહીં કોઇ વસ્તુ ફેંકવી—ઉછાળવી—પછાડવી ( ગુ—શ—કો. ) |
| અજ. | અઝ્. | ફા. | અ. | ( અલિફ, ઝે, )=થી, થકી, ઇત્યાદિ. (લુ—ફી;). |
| અજ. | ૦ | સં, | ના, વિ, કિ. | ( અલિફ, જીમ, )=અ: જ—જન્મેલું અથવા અજ=જવું, નાખવું, મોકલવું, અનાદિ ઇશ્વર, પરમેશ્વર, બકરો, બ્રહ્મા (ન—કો,) |
| અજગર (શા-પ) | અજ્ગર | હિં, સં, | ના. | ( અલિફ, જીમ, ગાફ, રે, )=બહુ મોટો સાપ, ભારે ( ઉ—લુ; ) ફા૦ માં—"અઝ્દર હા." પણ એકજ વચને=મોટો સાંપ છે. અને અજદર ( અ૦ ) =શ્રેષ્ઠ લાયક, બહુજ વખાણાયલો. ( લુ—કિ, ) સં. અજ=બકરો, ગર=ગળી જનાર. ગલ=ખાવું, જવું. |
| અજતરફ | અઝ્તર્ફ | ફા, | અ, | ( અલિફ, ઝે, તોય, રે, ફે, ) ફા૦ અજ=થી+અ૦ તરફ=બાજુ=તરફથી આ શબ્દ [illegible] નાના દર [illegible] છે. |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | " અજ તરફ લખવાનું. કે " ( ગુ—શ—કો, ) ફા૦ વપરાશે " તર્ફ " આવે છે. પણ ખરૂં જોતાં તરફ ( અ ) છે. |
| અજનવી. (શા-પ,) | અજ્નબી, | અ, | વિ, | ( અલિફ, જીમ, નૂન, બે, યે, )=એ " અજનબ " પણ બોલાય છે=પરદેશી કોઈ બીજા દેશનો આદમી કે વસ્તુ ( ક-લુ. ) જન્બ ( અ. )=તરફ (અ) =બાજુ—ભણી—ઉપરથી, કારણ કે ઘર—શહેર—મુલકથી બહાર હોય તે આજુ બાજુનો કે અતરાપીજ ગણાય છે. તેથી શબ્દ મજકુરનો આજુ તથા બાજુ બન્નેમાં સમાવેશ થઇ " અજનબી " મજકુર તથા " અજનબ " ( અ૦ )=તરાઇતનું બહુ વચન " અજાનિબ " (અ.)=અતરાપીઓ. જેમ—તરફ ( અ. )=બાજુનું બહુ વચન અતરાફ ( અ. )=આજુ બાજુ ને " ઇ " છઠી વિભક્તિનો પ્રત્યય લાગી અતરાફી=અતરાપી ગુજરાતી થઇ ગયો છે. |
| અજબ. (શા-પ.) | અજ્બ્ | અ. | વિ. | ( ઐન, જીમ, બે, )-પ્રખ્યાત, નરમ મૂળીઉં, દેગનું તળીઉં, જે હાડકાપર માણસની બેઠક હોય તે—( શ—લુ; ) નવાઇ જેવું. એમ પણ અર્થ થઇ શકે છે. તથા " તાજુબ " થી મળતો સબ્દ છે. |
| | અજ્બ્× | અ, | વિ, | ( ઐન્, જાલ, બે, )=કચરો, બાળક અવતર્યાં પછી સ્ત્રીના ગર્ભાશયથી જે લોહી ઓર વગેરે નીકળે તે, ત્રાજવાની દાંડી વચ્ચે જે ઉંચકવાની દોરડી હોય છે તે ( લુ—કિ, ) |

| | | | | |
|---|---|---|---|---|
| ० | અજબ્ | અ, | વિ, | ( ઐન્, જે બે, )=એકલો, બૈરી વિનાનો પુરૂષ. ( લુ–કિ, ) |
| અજબ તમાસો | અજબ તમાશો | ફા, | ના, વિ, | ( ઐન્, જીમ, બે, તે, મીમ, અલિફ, શીન, અલિફ, )=નવાઈનો ખેલ–દેખાવ ( ગુ–શ–કો, ) ઉ૦ ફા૦ વાપરમાં " અજીબ તમાશા " વિશેષ હોય છે. |
| અજબસ | અજૂબસ્સ<br>અજૂબસ | ફા | વિ, | ( અલિફ, જે, બે, સીનમુશદ્દદ, કેસી નમાત્ર )=બહુ લુ–ચી ( લુ–ચી, ) |
| અજમ | અજમ્ | અ, | ના, | ( ઐન, જીમ. મીમ, )=અરબશિવાય નો મુલકનો મુલક જેમાં ઇરાન તથા તુરાન આવેલાં છે ( ક–લુ, ) |
| અજમાર<br>અજમા-યશ<br>(શા-પ.) | આઝ્માએશ | ફા, | ના, | ( અલિફ મમદુદ:, જે, મીમ, અલિફ, હમજ:, શીન, )=પરિક્ષા, અનુમાન. ખાત્રી, ઇત્યાદી. લુ–રી, ) " આજમૂદન " ધાતુ=અજમાવવું ઉપરથી |
| અજમાસદાર | આઝ્માએશદાર્ | ફા, | ના, વિ, | ( અલિફ મદુદ: જે, મીમ, અલિફ, હમજ: શીન, દાલ, અલિફ, રે, ) આજમાએશ+દાર—વાળું=અજમાએશ—અટકળ કરનાર, ૨ અનુભવી ( ગુ–શ–કો, ) |
| અજમી | અજમી | અ | વિ, | ( ઐન, જીમ, મીમ, યે, )=અરબસ્તાનનો નહિ. પણ ઘણું કરી ઇરાની અને ફારસી ( ક–લુ, ) |
| અજમુદો<br>અઝમૂદા<br>(મ-ભા-ન-કો.) | આઝ્મૂદા: | ફા, | વિ. | ( અલિફમમદુદ:, જે, મીમ, વાવ, દાલ, હે, હે, )=આજમૂદન ( ધાતુ )=અજમાવવું ઉપરથી–તપાસેલું, પરિક્ષા કરેલું, પારખેલું ( લુ–કા; ) આમાં પાસ અને નાપાસ આ બન્નેનો સમાવેશ થાય છે. |

| | | | | |
|---|---|---|---|---|
| અજમો. (ગુ-શકો,) | અજ્વાન્ અજવા-યિન્, | હિં. | ના, | ( અલિફ, જીમ, વાવ, અલિફ, નુન, ) અથવા ( અલિફ, જીમ, વાવ, અલિફ યે, નુન, ) બન્ને પ્રમાણે=એક જાતના પ્રખ્યાત બીની ગરમ દવા હોય છે તે ( ઉ–લું, ) |
| અજમોદ | અજ્મોદ | હિં. | ના, | ( અલિફ, જીમ, મીમ, વાવ, દાલ, ) સં૦ અજમોદા=એક વસાણું ઓસડમાં વપરાય છે–એનાંબી અજમાથી મોટાં તથા ગોળ હોય છે, અને અજમા કરતાં ઓછાં તીખાં હોય છે, એની ત્રણ જાત છે ફુલવારી અથવા દીવેચી અજમોદ તથા કમાણી અજમોદ આંબી બહુ ઝીણાં તથ. સ્વાદે કડવાં હોય છે. તે અજમા જેવાં તીખાં ન હોવાથી બાળકને માટે વપરાય છે (ગુ–શા–કો,) |
| અજર | ० | સં, | વિ, | અલિફ, જીમ, રે, )=જેને જરાએ વૃદ્ધ પણાના ચિન્હ ન હોય તે ( ન–કો, ) અ+જરા=ઘડપણ જદ=ઘરડું થવું |
| અજર | અજ્ર (અજ્ર) | અ, | ના. | ( અલિફ, જીમ, રે, ) નર્મકોષમાં ( આ નાકાની મસ, ) અર્થ લખેલા છે. પરંતુ–મજુરી આપવી, મજુર થવું, ભાગેલા હાડકા સાંધવ, મજુરી, સ્ત્રીનો પરણો કે અરબીમાં જે " મહર " કહેવાય છે તે ( શા–લુ; ) સારો બદલો. |
| અજર | ० | સં, | વિ, | ( અલિફ જીમ, રે, અલિફ, રે, તે, ) =ઇનામ, બદલો, મજૂરી. ( ક. લુ. ) |
| અજર | અજૂ ( અજૂર ), | અ, | ન. | અલિફ મમદૂદ:, જાલ, રે, બે, અલિફ, હમજ:, જીમ, અલિફ, નૂન, ) તથા ( અલિફસમદૂદ:, જાલ, રે, બે, યે, જીમ, અલિફ, નૂન, ) સઘળા બન્ને પ્રકારે = જેની ગાજવાની તજવીજ છે શરીરનું |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | નામ. ( લુ-કિ, ) ઘણું કરી આજુર આબાદગાન ( ફા. ) નો અરબી કરેલો લાગે છે. = એક નગર- આજુર (અ૦) એક ફેરસ્તો અને ફા૦=અગ્નિ. |
| **અજલ,** | અજલ્ | અ, | ના, | ( અલિફ, જીમ, લામ, )=(મિ)કોષ-માં લખ્યા પ્રમાણે જે અર્થ ( કમોત ) છે. તે બરોબર નહીં પણ ફુરસદ, ગરણ-ની મુદ્દત, વસ્તુની વેળા, વખતનો ઘણો લાંબો જમાનો (ક--ફ--સુ બ, કે-જ, ) |
| ૦ | અજલ | અ. | ના. | ( ઍન, જવાદ, લામ, ) = અજલ: ( અ૦ ) = જે મટનના કકડામાં રેસે રેસે ચર્બી મળેલી હોય, તેનું બહુવચન = રેસા રેસામાં ચરબ મળેલા કકડાઓ ( લુ–કિ. ) |
| ૦ | અજ્લ્ | અ. | ના. | ( અલિફ, જે, લામ, ) = તંગી, હમેશગી ( શ--લુ, ) અપૂર્વ. |
| ૦ | અજલ | અ, | ના. | ( ઍન, જીમ, લામ, )=દોડનાર ( લુ-કિ, ) |
| ૦ | અજલ | અ, | વિ, | ( ઍન, જે, લામ, ) = શસ્ત્ર વિના થવું ( લુ--કિ. ) નકામાપણું નકામું કરવું ( ક-લુ, ) |
| ૦ | અજ્લી | અ. | વિ, | ( અલિફ, જે, લામ, યે, ) = અનાદિ, ઇ૦ (લું--કિ,) અજલ ( અ૦ ) અનાદ ઉપરથી. |
| **અજાણ અણજાણ (ગુ-શ-કો.)** | અનજાન | હિં. | વિ, ના, | ( અલિફ, નૂન, જીમ, અલિફ, નૂન, ) = ના વાકેફ, અજાણ્યું ( ઉ-લું ) સં૦ અજાન (સં૦ અન+જ્ઞા—જાણવું) અજ્ઞા-નતા, મૂર્ખાઇ, ગેર માહિતી નાદાની, |

| | | | | |
|---|---|---|---|---|
| અજાબી હજાબી (ગુ૰શ૰કો,) | હિજાબ્ | અ, | ના, | ( હે, જીમ, અલિફ, બે, )=પડદો ( હુ--રી, ) અને હુજ્જાબ ( અ૰ )= પડદેદારો, દરવાનો, ઇત્યાદિ. |
| અજાયબ (ગુ૰શ૰કો,) | અજાએબ | અ, | વિ, | ( ઐન, જીમ, અલિફ, હમજઃ અથવા યે, બે, )= અજીબ, શબ્દનું બહુવચન=નવાઇનાં ( હુ--રી, ) અજબ ( અ૰ )=નવાઇ જેવું ઉપરથી--બહુવચનનું બહુવચન " અજાએબાત ". |
| અજી, | અજી, | હિં, | અ, | ( અલિફ, જીમ, યે, )= ઓ સાહેબ, જનાબ, હજરત, ( ઉ--લુ, ) જી સાહેબ, સાહેબજી, ઇત્યાદિ. |
| અજીજ, | અઝીઝ | અ, | વિ, | ( ઐન, ઝે, યે, ઝે, )=વહાલું, પ્રિય, ચઢીઆતું, મિસર દેશના બાદશાહનો "( લકબ )" ઇલકાબ, આગલા જમાનામાં ત્યાંના પ્રધાનોને આપવામાં આવતો હતો. અને હાલ મિસરના વાલીને " ખદેવે મિસ્ર " કે " ખિદેવે-મિસ્ર " પણ કહે છે. ( મુ--દ, ક--ફ, લ-ફ સુ--હ, મુ--બ, ) " ઇઝઝ " (અ૰)=કિર્તિ. કે એ અઝાઝ ( અ૰ ) =આબરૂ કરવું ઉપરથી આનું શ્રેષ્ઠતા વાચક રૂપ--અઅઝઝ ( અ૰ )=ઘણોજ પ્રિય. અને બહુવચન--અઇઝઝઃ ( અ૰ ) = અઝીઝો ( વહાલા. ) |
| ૦ | અઝીઝ | અ. | ના, | ( અલિફ, ઝે, યે, ઝે, )=ઢોલનાં જોસની અવાજ, વાદળની ગર્જના ( લુ--ફિ, ) |
| અજીરાન (ગુ૰શ૰કો) | અઝીરન્ | ફિ, | ના, | ( અલિફ, ઝીમ યે, રે, નૂન, )= અપચો, બદહજમી, નાપસંદ, ભારે |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | કઠણુ, ઇ૦ (ઉ--લુ,) ( સં૦ અજીર્ણ—અ+જદ—પચેલું )=ખાધેલું ન પચવું તે. |
| અજુરદાર (મ—કો,) | ઉજૂરદાર, | ફા, | ના, | ( અલિફ, જીમ, વાવ, રે, દાલ, અલિફ, રે, )=જાસુદ ( મ-ભા-ન-કો. ) અજ્ર ( અ૦ ) મહેનતાણું આનું બહુવચન=બદલા-મહેનતાણા અને " દાશતન " ( ધાતુ ) ઉપરથી " દાર "=રાખનાર ફા. પ્રત્યય લાગી મિશ્ર થએલો ( ઉજુરદાર ) શબ્દ=મજુર, હલકારો, હેલકરી ઇ૦ વિશેષ હકીકત સારૂ " અકડબાજ " શબ્દ જુઓ. |
| અજુરા | ઉજૂરઃ | અ, | ના, | ( અલિફ, જીમ, વાવ, રે, હે, )=મહેનતાણું ( બ, અ, ઇ૦ ) " અજ્ર " (અ૦ )=મજુરી, સારો બદલો ઉપરથી |
| અઝખર (મુ—વૈ.) | ઇઝ્ખર | અ, | ના, | ( અલિફ, જાલ, ખે, રે, )=એક પ્રકારની સુગંધીદાર ઘાસ,—મરચિયાં કંદ ( મુ—અ. ગિ—સ, પી-જી, ) જુખ્ર ( અ૦ )=રાખી મેલેલી કોઇ વસ્તુ ઉપરથી. કારણ કે ઘાસ ઘણું કરી પડતર જમીનમાંજ ઉગે છે. અને પડતર=રાખી મેલેલીજ ગણી શકાય છે. |
| અઝગેબી, | અજ્ગય્બી, અજ્ગૅબ, | ફા | વિ, | ( અલિફ, જે, ગૅન, યે, " બે માત્ર કે યે " પણ, )=એકાએક, અણધાર્યું, ઓચિંત્યું, આકસ્મિક, સહસા, અણચિંત્યા ( ગુ—શ—કો, ) |
| અઝમત (ગુ-શ-કો) | અજ્મત, | અ, | ના. | ( ઐન, જોય, મીમ, તે, )=ગુજરાતી શબ્દકોષે ફા૦=ચમત્કાર, કૌતુક, અદ્ભૂત વાત, નવાઇ, અચરતી. ર આશ્ચર્ય ( અર્થ ) લખ્યા છે. પણ ફા. કોષે–મોટાઇ, વડાઇ, કદર, છે (ઉ–રી,) |

| | | | | |
|---|---|---|---|---|
| અજર / ઉજર | ઉજ્ર | અ, | ના, | ( ઍન, જાલ, રે,.)=નર્મ કોષમાં- આનાકાની, મસખરાનુ ( એમ ) છે. પણ અરબી કોષમાં બહાનું, ઇ૦ છે, ( સુ—હ, ) |
| અઝરક (ન-કો.) | અજ્રક | અ, | વિ, | ( અલિફ, જે, રે, કાફ, ) કેટલાક એને “ અરજક ” શબ્દ બતાવે છે,= લીલું, સ્વચ્છ પાણી, માણસની આંખમાં કાળાશ સહ પીરોજી રંગ હોય તે ( સુ-હ, મુ-બ, શ-નિ; ) બિલાડીની આંખ જેવું જ રકૂ ( અ૦ )=પીરોજી આંખો વાળા થવું, પાણીથી મેલ દૂર થવું, ઇ૦ ઉપરથી. અજ્ રક્ ( અ૦ ) નું બહુવચન જુર્ક ( અ૦ )=લીલી આંખો વાળા, આંધળા, વાળના ગુચ્છા વિગેરે, મેલ વિનાનાં સ્વચ્છ પાણી. |
| અઝીઝે મેસર | અઝીઝે મિસ્ર | અ, | ના, | ( ઍન, જે, યે, જે, મીમ, સ્વાદ, રે,) =મિસરના પાદશાહ, તથા તેના વઝીર અને “ જુલયખા ” ના ધણીનો પણ ( લકબ ) ઇલકાબ, ( શ-સુ ) ઇજ્જ ( અ૦ ) કીર્તિથી “ અઝીઝ ” ( અ૦ ) =પ્રિય + એ ( અ૦ )= છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય—નો+મિસ્ર ( અ૦ ) એકદેશ. એટલે આખા મિસર દેશનો વહાલો, જેરા—ઇ'કલીલુલ મલિક ( અ૦ ) વગેરે શબ્દો આવી ગયાં છે, |
| અટક (ગુ. શ. કો.) | અટક | હિં, | ના, | ( અલિફ, ટે, કાફ, )=રોક, પરેજ, પંજાબની એક નદીનું નામ ( ઉ-લુ, ) |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | સં૦ અટ્--જવુ--અટકવું = રોધન, અટકાવ, ઇત્યાદિ, |
| અટકાવ (ન—કો,) | અટ્કાવ્ | હિં, | ના, | (અલિફ,ટે,કાફ, અલિફ,વાવ,) = જેથી અટકી પડાય તે, પ્રતિબંધ, હરકત, અગત, જરૂરિયાત, બાધનિયમ, સ્ત્રીને ઋતુ આવવો તે, અળગું બેસવું તે, રાજ આવવું તે, દસ્તાન, અટકાવ હોવો, પાળવો, હરકત આણવી તે વપરાય છે ( ન--કો., ) "અટક" હિં. ( શબ્દ ) = રોક, ઉપરથી, |
| અટળ (ગુ-શ-કો,) | અટલ્ | હિં, | વિ, | ( અલિફ, ટે, લામ, ) = નહીં ટળનાર, અચળ, કાયમ, ઇ૦ ( ઉ--લુ, ) અટકળ, અડસટ્ટો, પરખ, અ = નહિ+ટલ = ટળનાર, કાયમ રહેનાર અને સં. અટ્ટ = ઘણું = ઉંચું, ઉપરથી ગુ૦ સારો હોશિયાર, પાકો, પ્રવીણ, ઇ૦ |
| અટેરણ. | અટેરન્ | હિં, | ના, | ( અલિફ, ટે, યે, રે, નૂન, ) = લાકડીનું એક યંત્ર જે ઉપર સુતરની આંટી બનાવે છે. ( ઉ-લુ, ) |
| અઠ્ઠાવન | અઠ્ઠાવન્ (અઠ્ઠાવન્) | હિં, | વિ, | ( અલિફ, ટે મુશદ્દદ, હે, અલિફ, વાવ, નૂન,) સં. અષ્ટ+પંચાશત = પચાસ ને આઠ ( ગુ--શ--કો, ) |
| અઠ્ઠાવીસ | અઠ્ઠાઇસ (અઠ્ઠાઇસ્) | હિં, | વિ. | ( અલિફ, ટે મુશદ્દદ, હે, અલિફ, હમજા, યે, સીન, ) સં૦ અષ્ટ+વિંશતિ = વીસને આઠ ( ગુ--શ--કો. ) |
| અઠ્ઠા | અઠ્ઠા (અઠ્ઠા) | હિં, | ના. ત્રિ, | ( અલિફ, ટે મુશદ્દદ, હે, અલિફ, ) સોકટાની બાજીના એકેક છેડે ત્રણ ખાનાં હોય છે તે ૨ ગંજીફાનાં પાના ઉપર ચિતરેલા આઠ દાણાનો સમુદાય તે, પે.હોચેલું, ફાંકાબાજ, લુચ્ચું, પક્કું ( ગુ—શ—કો. ) |

| | | | | |
|---|---|---|---|---|
| અટ્ટયાસી. | છિટ્ટિયાસી. | હિં, | વિ. | ( અલિફ્, ટે, મુશદ્દદ, હે, યે, અલિફ્, સીન, યે, ) સં० અષ્ટ+અશીતિ=એંસી ને આઠ , ૮૮ ( ગુ–શ–કો, ) |
| અડ, (ગુ-શ-કો) | અ.ડ્ | હિં, | ના, | ( અલિફ્, ડે, )=જક, હઠ ( ઉ–લુ, ) જીદ્દ, હરકત, અડચણ, ઇ० |
| અડકાવ | અડ્કાવ્ | હિં, | ના. | ( અલિફ્, ડે, કાફ, અલિફ્, વાવ, )= સ્ત્રીને રૂતુ આવવો તે, અટકાવ, અળગું, ઇત્યાદિ ( ગુ–શ–કો, ) ગુ० ક્રિ० બંધ કર, ઢાંક, દે ( અડકાવવું–આજ્ઞાર્થે, ) |
| અડ્ડો,અડ્ડા (ગુ-શ-કો,) | અડ્ડા, | હિં, | ના. | ) અલિફ્, ડાલ, મુશદ્દદ, અલિફ્, )= પાળેલા જનાવરોના બેસવાની લાકડી, મજુર—ગાડી વગેરેના એકઠા થવાની જગો ( ઉ—લુ, ) બેઠક, મથુરાના ચોબા જાતના બ્રાહ્મણોનાં ઘર પણ. |
| અડદ (ગુ-શ-કો,) | ઉડ઼દ્ | હિં, | ના, | ( અલિફ્ ડે, દાલ, )=માષ નામે અનાજ ( ઉ—લુ, ) માશ ( ફા. )=માષ ઉડદ ( સં. ) |
| અડદાવો | અરદાવ: | હિં, | ના. | ( અલિફ, રે, દાલ, અલિફ, વાવ, હે, ) =ઘઉં તથા જવારનો લોટ—પાણીમા બાંધી ઘોડાઆને ખવરાવે છે તે ( ઉ–લુ, ) અડદાવો કાઢ્યો=ભુકો કર્યો, |
| અડબંગ અડબંગું (ગુ-શ-કો,) | અડ્બંગ્ | હિં. | વિ, | ( અલિફ્, ડે, બે, નૂન ગુન્ન:, ગાફ, ) =કોઈએ કાંઈને કરે કંઈ તે, કશું ન લેખવતાં, પોતાના છંદમાં મચી રહેનાર ઉદ્ધત તબીયતનું, હઠીલું, અડાણી, મૂર્ખ ( ન કો, ) |
| અડવી, | અરવી, | હિં, | ના | ( અલિફ્, રે, વાવ, યે, )=એક ચીકણું અળીઉ—જેવું શાક સૂરણ થાય છે. ( ઉ—લુ, ) |

| | | | | |
|---|---|---|---|---|
| અડસટ્ટો. | અડ્સટ્ટા. | હિં, ગુ, | ના. | ( અલિફ, ડે, સીન, ટેમુશદ્દદ, અલિફ, )=અટકળથી ગણેલું તે, શુમાર, આસરો, અડસટ્ટો કાઢવો ( ન-કો. ) લાગ, દાવ, આડ+સટ્ટો. |
| અડસઠ<br>અડસેટ | અડ્સઠ. | હિં. | વિ. | ( અલિફ, ડે, સીન, ટે, હે, ) સં० અષ્ટ+ષષ્ટિ=સાઠ ( પટ્-૭ ) સાઠ ને આઠ, ૬૮ ( ગુ=શ-કો, ) |
| અડાઅડી, | અડ઼ાઅડ઼ી, | હિં. | ના. | ( અલિફ, ડે, અલિફ, અલિફ, ડે, યે, ) =અણીનો સમય, બારીક સમય-( ગુ-શ-કો, ) ભેટમ ભેટ, |
| અડાણી | અદાહી | સં. અ, | વિ. ० | ( અલિફ, દાલ, અલિફ, હે, યે, ) દાહી (અ० )શબ્દ=દાના. છતાં ગુજરાતી શબ્દ. કોષમાં—અ+( ફા० ) દાહન-ડાહ્યું છે, ( સં० અજ્ઞાની ) બોલવે-ચાલવે જંગલી, અસભ્ય, અનાડી, સમજ વનાનું, મૂર્ખ, બેવકુફ, ઠોઠ ( ગુ-શ-કો, ) |
| અડી<br>(ગુ-શ-કો) | અડ઼ી | હિં, | ના, | ( અલિફ, ડે, યે, )=સખતાઈ, મુશકેલ, અગત્ય, તંગી ( ઉ-લુ, ) સોનીનું એક ઓજાર પણ હોય છે, તે, કાંસાના જેબીબા ઉપર ઘુંઘરી વગેરે ઘાટ ઘડાય છે તે-મોટી-અને નાનીને અડી કહે છે. |
| અડીએલ,<br>અડિયેલ,<br>(ગુ-શ-કો,) | અડ઼િયલ્ | હિં, | વિ, | ( અલિફ, ડે, યે, લામ, )=અડ કરનાર, હઠીલું, કહ્યું ન માને તે, મમતી, હુજતી, જીદ્દી, જકી, ૨ માથામારૂ, ઘુસણીઉં, આગંતુક, એ શબ્દ વિશેષે પશુને લગાડે છે ( ગુ-શ-કો, ) |
| અડિયલ ટટ્ટુ. | અડ઼િયલ ટટ્ટૂ | હિં, | ના, | ( અલિફ, ડે, યે, લામ, ટે, ટેમુશદ્દદ, વાવ, )=હઠીલો અને ન માને તેવો માણસ ટટ્ટુ અટકી ગયા પછી ઘણું માર વાથી પણ આગળ ખસતું નથી તે ઉપરથી ( ગુ-શ-કો, ) |

| | | | | |
|---|---|---|---|---|
| અડુસો અરડુસો, (ગુ-શ-કો) | અડૂસા | હિં, | ના. | ( અલિફ, ડે, વાવ, સીન, અલિફ, )=એક ઝાડ એના પાંદડાં ઓસડમાં વપરાય છે. ( ન-કો; ) |
| અડોસ પડોસ | અડોસ્ પડોસ્. | હિં, | ના, | ( અલિફ, ડે, વાવ, સીન, પે, ડે, વાવ, સીન, )=પડોસ અડોસ, પડોસ ( સં૦ પ્રતિ-સામે + વસ-રહેવું ) અડોસ-વ· ધારાનો શબ્દ ) પોતાના ઘરની લગોલગ અથવા થોડેક દૂર, પણ તેજ મહોલ્લામાં હોય તે તથા તેનો જે સમ્બધ તે, પડો· શની—પાસેની જમીન ( ગુ-શ-કો ) |
| અડોસી પડોસી. | અડોસી પડોસી | હિં. | ના, | ( અલિફ, ડે, વાવ, સીન, યે, પે, ડે, વાવ, સીન, યે, )=પોતાની ઘરની પાસે અટકીને રહ્યા હોય તે માણસો, પાડાપ· ડોસી ( ગુ-શ-કો, ) |
| અડંગો. (ગુ-શ-કો) | અડંગા | હિં. | ના, | ( અલિફ, ડે. નૂન ગુન્નઃ, ગાફ, અલિ· ફ, )=રોક, હરકત, ૪૦ ( ઉ-લુ, ) સં૦ શબ્દ=આહ+અંગ=અવયવ-એટલે કામ પુરૂં થયા શિવાય ઉઠવુંજ નહી એવી હઠ, ઇત્યાદિ- |
| અઢી | અઢ્ઢી | હિં. | વિ. | ( અલિફ, ડે, હે, યે, )=બે અને અરધું, ૨॥ ( ગુ-શ-કો, ) |
| અઢીશેરી. | અઢ્ઢી-સેરી | હિં, | ના, | ( અલિફ, ડે, હે, યે, સીન, યે, રે, યે, )=જે કાટલાનું વજન ૨॥ શેર થાય તે, અઢીશેર થાય તેવું માપ—વાસણ-ઠામ ( ગુ-શ-કો, ) |
| અણઘડ (ન-કો) | અનઘડ. | હિં, | વિ, | ( અલિફ, નૂન, ગાફ, હે, ડે, )=ઘડયા વગરનું, અજ્ઞાન, બેઢંગો, અણછોલ ( ઉ-લુ, ) અન+ઘડ=અનઘડ. એ મિશ્ર શબ્દ ગણાશે, અન ( હિં. )=ગેર બીજું. નાદિનો શબ્દ. જે શબ્દની શરૂઆતમાં આવે છે. જેમ—અજાણ ( ઉ-લુ, ) |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | અન=વગર+ઘડ=ઘાટ. એટલે અઘાટ, ઘાટ વગરનું, |
| અણબ-નાવ (ગુ-શ-કો,) | અનબન્ | હિં, | ના. | ( અલિફ, નૂન, બે, નૂન, )=ના માફક, રંજીસ ( ઉદુ, ) અન=શિવાય+બન=બનાવ. એટલે કુસંપ. સં० અણ+બ-નાવ=ઉંચું મન, ઉપરથી. |
| અણમાપ | અનમાપ્ | હિં. | વિ, | ( અલિફ, નૂન, મીમ, અલિફ, પે, )=માપ્યા વગર, અમાપ, અપરિમિત. ર અનંત, અસંખ્યાત ( ગુ-શ-કો, ) |
| અણી (ગુ-શ-કો.) | અની | હિં, | ના, | અલિફ, નૂન, યે, )=તીર કે બરછીની નોક, ભાલ ( ઉ-લુ, ) સં० અણિ, અણ=અવાજ કરવો, ઉપરથી. |
| અણીદાર | અનીદાર્ | હિં, | વિ. | ( અલિફ, નૂન. યે, દાલ, અલિફ, રે, ) =અણી હોય તેવું, ધારવાળું, તીક્ષ્ણ, અણીવાળું ( ગુ-શ-કો, ) મુખત્વે કરી [illegible] "[illegible]દાર" શબ્દ વપરાય છે. |
| [illegible] | | | | ( એન તાય, [illegible] )=નસ કેશ અથવા અર્ક ફુલ—સુખડ વગેરે માંથી [illegible] કેલી એવી તેલના અંશ [illegible] વસ્તુ તે, પણ અરબી અર્થ માત્ર " સુગંધી " [illegible] સ, બ-અ., જ—ગી, મ- બ, સુ-હ, ) |
| અત્તર. | ० | ગુ. | અ. | ( અલિફ, તે મુશદ્દદ, રે, )=( સં० અત્ર ) કહેવાય છે.=અંહી, અત્તર-મતુ—અહી ( સહી કરવી એમ કેટલાક લોકોને દેખાડવાને એ શબ્દ નિકળ્યો છે ) એ (ન—કો, ) આધાર. |
| અત્તરદાની | ઇત્રદાન્ | ફા, | ના, | (એન, તાય, રે, દાલ, અલિફ, નૂન, ) અ० ઇતર—સુગંધ+ફા० દાન—રાખનાર= |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | અત્તર રાખવાનું કાચનું-પીતળનું કે રૂપાનું વાસણ ( ગુ-શ-કો, ) એસોના તથા ઝવેરાતનું પણ થઇ શકે છે. તે રાજદ્વારી લોકોમાં વપરાય છે. |
| અત્તરફ઼ેરોશ. | ઇત્રફ઼રોશ | ફ઼ા, | ના. | ( ઐન, તોય રે, ફ઼ે, રે, વાવ, શીન, ) =ગાંધી ( લુ-ડી; ) "ઇત્ર" ( અ૦ ) શબ્દ=સુગંધિ અને "ફ઼રોખતન" ધાતુ =વેચવું, ઉપરથી આજ્ઞાર્થ થઇ કર્તાનો અર્થ રાખે છે. જેમ ઇત્ર ફ઼રોશ= અત્તર વેચનાર મજકુર. |
| અત્તર સાહેત—દ. | ૦ | ગુ, | અ, | ( અલિફ઼, તેમુશદ્દદ, રે, સીન, અલિફ઼, ઐન, તે, ) અત્તર—અત્ર=અહીંયાં+ આ૦—સાઅત—વખત=આ ઘડીએ, હાલ ઘડી, આજ ક્ષણે, હમણાંજ ( ગુ-શ-કો, ) ઉર્દુ વપરાશે એ શબ્દ લેવાતો નથી. |
| અતલસ } અતળસ | અતલસ | અ, | ના. | ( અલિફ઼, તોય, લામ, સીન, )=શિક્કા વગરનું નાણું, રેશમી કાપડ કે જે ઘણું કરી સાદું હોય છે, ગગનને પણ કહે છે. કારણ કે તે શિક્કા વિનાના દિરમ ( નાણા ) ની પેઠેજ ( તારાના ચિત્ર વગર ) સાદું છે, શામ રંગના વરૂ નામે જનાવર. શામરતાશે હોય છે તે. ( મુ-અ, શુ—નિ; ) શમ સુલ્લુગાતમાં આ અર્થે ( અતલશ ) શબ્દ છે. અને ઉર્દુ કોષમાં અતલસ=નરમ, મુલાયમ, ( લુ-ડી, ) સં૦ અતસ=શણનું કાપડ હશે તે. |
| ૦ | અત્લસ | ફ઼ા. | ના, | ( અલિફ઼, તોય, લામ, સીન, ) આકાશ ( શ—લુ, ) |

| | | | | |
|---|---|---|---|---|
| અતલસ રૂમી, | અતૂલસે રૂમી. | ફા, | ના, | ( અલિફ, તોય, લામ, સીન, રે, વાવ, મીમ, યે, )=એક જાતના રેશમી કપડાનું નામ ( લુ—ફી, ) અતલસ ( અ૦ ) =સાટીન+એ ( ફા. ) છટ્ઠી વિભક્તિનો પ્રત્યય=ની+રૂમી ( ફા. )=રૂમ દેશથી સંબંધ રાખનાર એટલે રૂમ નામે એક દેશની સાટીન. એવીજ રીતે " અજીજે મિસ્ર " શબ્દ પ્રથમ આવી ગયા પ્રમાણે વ્યુત્પત્તિ છે, |
| અતાઇ (ગુ-શ-કો,) | અતાઇ | ફા. | વિ. | ( ઐન, તોય, અલિફ, હમજ:, યે, ) આ૦ અતા=બક્ષિસ+ફા૦ ઇ=નું, અથવા ગુજરાતી કોષમાં લખ્યા પ્રમાણે આ૦ ઇતા=મહેનતુ હિં૦ નહિ—પણ " ઇતાઅત ( અ૦ )=ઉઠાવવું ) ઘણુંજ સરસ ( ગાનારો—વગાડનારો ) એ શબ્દનો અર્થ મૂળ ભાષામાં મહેનત ગાનારો—નાચનારો. અથવા ગુરૂ કર્યા વગર સાંભળી સાંભળી ગાતાં શિખેલો થાય છે ( ગુ—શ-કો, ) |

| | | | | |
|---|---|---|---|---|
| અતિત | અતિત | સં, | ના. | ( અલિફ, તે, તે, )=વૈરાગી બાવો, સાધુ ( ગુ–શ–કો, ) |
| અતીત | ૦ | હિં, | વિ, | ( અલિફ, તે, યે, તે, ) સં૦ અતિથિ=જાદું પડી છુટું થએલું, "વિષયાતીત" "મોહાતીત," ૨ વીતી ગયેલું, પસાર થઇ ગયેલું, "કાલાતીત" ( ગુ—શ—કો, ) |
| અથોડી | હતોડ઼ી | હિં, | ના, | ( હે, તે, વાવ, ડે, યે, )=હથોડી, છેક નાનો અથોડો ( ગુ—શ—કો, ) |
| અધ્ધ ( | અધર્ | હિં, સં, | અ, વિ, | ( અલિફ, દાલ, હે, રે, )=કોઇ પણ વસ્તુને લાગેલું નહિ તે, આધાર વગરનું ( ઉ–લુ, ) અ=વિના+આધારનું ટુંક ધર=ટેકો. એટલે ટેકા વગર તથા ઉત્=ઉપર+ધુર=ધુંસરી, ઉપરથી કોઇ પણ બાજુવા આધાર—ટેકવ નું ન હોય તેવું ત્યાદિ. |
| અદના. | અદ્ના. | અ. | વિ, | ( અલિફ દાલ, નૂન, અલિફમક્સૂરઃ )=નસ કોષમાં–ગરીબ, નીચી સ્થિતિ હોય તે, નીચ, હલકું, કંગાલ, નકામું ( એમ અર્થ ) લખેલા છે. પરંતુ અરબી ફારસી કોષમાં છેક પાસે, તદન નઠારું એવો અર્થ થાય છે. ( મુ–બ, ) દુન્નૂ ( અ૦ )=નજીક થવું. તથા "દિનાયત" ( અ૦ )=ના લાયકી, ઉપરથી એજ અર્થે દનિય્યૂ ( અ૦ ) શબ્દની પણ બનાવટ છે. |
| અદબ (શા-પ.) | અદબ્ | અ, | ના, | ( અલિફ, દાલ, બે, )=પ્રત્યેક વસ્તુની-મર્યાદા અને અંદાજની સંભાળ રાખવી, સભ્યતા, ખાસ નજર રાખવી, સારી વર્તણુંક, બુદ્ધિ, નિયમ, એક વિદ્યાનું નામ. કે તે જાણવાથી કોઇ પણ |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | ભાષાના બોલવામાં ચૂક થાય નહિ. તે વિદ્યાના કેટલાક પ્રકાર છે તે—શબ્દ કોષની વિદ્યા, વ્યાકરણ વિદ્યા, વ્યુત્પત્તિની વિદ્યા, પિંગળ, ગદ્ય, પદ્ય, લેખાવળી, ઇ૦ ( મુ—મ, બ—અ, મુ—દ., ) |
| અદબસર (ગુ-શ-કો) | અદ્બ્સર્ | તુ. | વિ, | ( અલિફ, દાલ, બે, સીન, રે, )= અદબ સાથે અદબથી, ઇ૦ ( ખિ—લુ; ) અદબ=મર્યાદા+સર ( તુ૦ )=ચોથી વિભક્તિ. આ પ્રમાણે મિશ્ર શબ્દ સમજવાનો છે. અદબ+સર=અદબથી. |
| અદરખ, | અદ્રક્ | ફા, | ના, | ( અલિફ, દાલ, રે, કાફ, )=લીલી સુંઠ, આદુ ( બુ—કા; અ—સા; ) |
| અદલ | અદલ્ ( અ્દલ્ ) | અ | ના, | (ઐન, દાલ, લામ, )=દાદ આપનાર, નેક મરદ. કે જે—ખરો પુરાવો આપે, જેમ, દાખલો, એક વસ્તુનું બીજી સાથે સરખાવવું, દાદ, ઇન્સાફ, તેથીજ સમાધાન કરવાને અદલ કહે છે. કે પ્રતિવાદીને વાદી સાથે સરખાવવો. પરંતુ વૈયાકરણીઓના મત પ્રમાણે પોતાની ખરી સ્થિતિપ્રત્યે નામનું કમી થઇ જવું તે ( ગિ—લુ; ) |
| અદલ, | ૦ | સં, ગુ | વિ, ના, | ( અલિફ, દાલ, લામ,, )=પાંદડા વિનાનું, ખંડ વગરનું, એક ઝાડ ( શ—ચિં., ) સં૦ અ+દલ=પાન. |
| અદલબદલ, (ગુ-શ-કો) | અદલ્બદલ્, | હિં, | અ, | ( અલિફ, દાલ, લામ, બે, દાલ, લામ ) ગુજરાતી શબ્દ કોષે—આ૦ અદલ=ન્યાય+બદલ=ફેરફાર કરવું છે, પણ ઉરદુમાં માત્ર=હેરફેર, અવળું સવળું ( ઉ—લુ; ) અદલ=હેર+બદલ=ફેર. એટલે એક આપીને બીજું લીધું હોય તેમ. ફેરફાર કર્યો હોય તેમ, મોબદલો કરીને. |

| | | | | |
|---|---|---|---|---|
| અદા (ગુ-શ-કો.) | અદા | અ. | ક્રિ, | ( અલિફ, દાલ, અલિફ, )=પહોંચાડવું, મોકલવું, એ શબ્દ ધાતુ નથી તો પણ ધાતુના અર્થે વપરાય છે ( ગિ-લુ; ) |
| અદા, | ० | ગુ- | ના, | ( અલિફ, દાલ, અલિફ, ) બાપ, વૃદ્ધ પુરૂષ, ( ન—કો; ) |
| અદા. | અદા. | ફા, | ના, | ( અલિફ, દાલ, અલિફ, )=પ્રિયાના કૌતુક અને નખરાની ખુબી, મર્મ, કટાક્ષ, સાદ ( ગિ—લુ; ) |
| અદાલત. (શા—પ ) | અદાલત્ | અ, | ના, | ( ઐન, દાલ, અલિફ, લામ, તે, )= ન્યાય કરવો, ખરી સાક્ષી આપવી, મુનસફ થવું, દાદ આપવી, સરખામણી, ( શ—લુ, ) " અદ્લ " ( અ० )= ન્યાય, ઉપરથી બનેલો છે=ન્યાય મંદિર, કોર્ટ. |
| અદાવત (શા—પ.) | અદાવત. | અ. | ના, | ( ઐન, દાલ, અલિફ, વાવ, તે, )=શત્રુ થવું, દુશમની ( શ—લુ., ) અદ્ ( અ० ) =દુશ્મન. ઉપરથી |
| અદાવતીયુ | અદાવતિય્યઃ | અ, | વિ, | ( ઐન, દાલ, અલિફ, વાવ, તે, યે મુશદદ, હે, )=દ્વેષી, વેરી, અદાવત રાખનાર જન, ૨ અદાવત થાય તેવું કામ ( ગુ—શ—કો, ) આ० ફા० વપરાશમાં નથી. |
| અધગજ | આધ્ગજ્ | હિં, | ના, | ( અલિફ મમદુદઃ, દાલ, હે, ગાફ, જે, ) સં० અર્ધ+ફા० ગઝ નહિ પણ ગજ=અડધો ગજ, બાર આંગળ, એક ફુટ ( ગુ—શ—કો. ) |
| અધગજી | આધ્ગજી | હિં, | વિ. | ( અલિફમમદુદઃ, દાલ, હે. ગાફ, જે, યે, )=અડધા ગજ જેટલા પનાનું—વાણું ( ગુ—શ—કો, ) સં० અર્ધ—હિં० |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | આધ+ગજ ફા૦ ને સંબંધ વાચક પ્ર૦ લાગી છે. |
| અધર. | ૦ | સં. | ના, | ( અલિફ, દાલ, હે, રે, )=હોંઠ, નીચેનો હોંઠ, યોનિ, તળેનું, નીચેનું, હલકું, નીચ ( શ–ચિં., ) |
| અધશેર | આધ્સેર્ | હિં. | ના, | ( અલિફમમદૂદહ, દાલ, હે. સીન. યે, રે, )=અડધા શેર, અચ્છેર, બે પાશેરા. સં૦ અર્ધ—હિં૦ આધ+પ્રા૦ સેર=૪૦ રૂપિયા ભાર તોલ. |
| અધિકાર (ગુ-શકો,) | અધિકાર્ | સં, | ના. | ( અલિફ, દાલ, હે, કાફ, અલિફ, રે, )=અખત્યાર, તાકાત, હકુમત, હોદ્દો, ઇલકાબ, હક, ઇ૦ ( ઉ–લુ., ) સં૦ અધિ=ઉપર+કૃ=કરવું. એટલે સરકાર દરબારથી સોંપેલું કામ, ઇ૦ |
| અધીર | અધીર્ | હિં, | ના. | ( અલિફ, દાલ, હે, યે, રે, ) સં૦ અધૈર્ય=અણપાતજ, અણવિશ્વાસ, ૨ ઉતાવળ, અકળામણ ( ગુ—શ—કો, ) |
| અધુરૂં (ગુ-શ-કો,) | અધૂરા | હિં, | વિ, | ( અલિફ, દાલ, હે, વાવ, રે, અલિફ, )=અપૂર્ણ, જે બાળક ઠરેલી મુદ્દત પહેલાં અવતરે, ઇ૦ ( ઉ–લુ; ) |
| અધેડ | અધેડ્ | હિં, | વિ, | ( અલિફ, દાલ, હે. યે, ડે, )=ઉતરતી જુવાની વાળું ( ૩૦ થી ૪૦ વર્ષનું માણસ ) આધેડ ( ગુ–શ–કો, ) |
| અન | અન | સં, | અ, | ( અલિફ, નૂન, )=નહિ, વિના, વગર, ઇ૦ સૂચક ઉપસર્ગ ( ગુ–શ–કો, ) |
| અન્દાજ | અનદાજ્ | ફા, | ના, | ( અલિફ, નૂન, દાલ, અલિફ, જે, ) =નર્મકોષે લખેલો અર્થ ( માપ, વજન, ગણત્રી, શુમાર, હદ, મર્યાદા, વિવેક. ) છે. પણ ફા૦ કોષે અર્થ બતાવ્યા છે તે—ઇરાદો, મેળાપ દેખાડવો, હુમલો કરવો, અનુમાન કરવો, કુદરત, શક્તિ, |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | ઇત્યાદિ. ( ગુ-કો; ) અનદાખતન=તાં-ખતું-ધાતુનું અજ્ઞાર્થ અને નજદીકના ટૂંક નજદ' ( ફા૦ )=પાસે કે નજીક, ઉપરથી-કરૂં. |
| અન્ધું | અન્ધા | હિં, | વિ, | ( અલિફ, નૂત, દાલ, હે, અલિફ; )= આંધળું ( ન-કો; ) |
| અન્ધેર. અંધેર, (ગુ-શ-કો.) | અનધેર | હિં, | ના, | ( અલિફ, નૂત, દાલ, હે, યે, રે, )= અન્યાય, બરોબર કામ થવું નહિ તે, ઇ૦ ( ઉ-લુ; ) |
| અન્ધેરી | અંધેરી અનધેરી | હિં | ના. | ( અલિફ, નૂત, ગુન્ન:, દાલ, હે, યે, રે યે, )=ઝાડી, અંધકાર, કાળી રાત, મોં ઢાંકવાનું લુગડું, અંધેર કરનાર ( ઉ-લુ; ) |
| અન્નદાતા (ગુ શ-કો | અન્નદાત | હિં, | ના, | ( અલિફ, નૂતપશદ્દ, દાલ, અલિફ, તે, અલિફ, )=રજક આપનાર, માલક, ઇત્યાદિ ( ઉ-લુ; ) સં૦ અન્ન+દ ન, ( દા=આપવું ) અન્ન પુરૂં પાડનાર, પેટ ભરનાર, ગુજરાન ચલાવનાર ઇ૦ |
| અનર્થ | અનર્થ | સં, | વિ, | ( અલિફ, નૂત, રે તે, હે, )=કુનાસબ ન હોય તે, ભલતુંજ ( ઉ-લુ, ) અન =વિના+અર્થ=કામ. એટલે કામ વિનાનું. નકામું, ઇત્યાદિ. |
| અનસાર (શા-પ) | ઉનસાર | અ, | ના, | ( અલિફ, નૂત, સ્વાદ, અલિફ રે, ) =મદદગાર લોક, "નાસિર" શબ્દનું બહુવચન ( ક-લુ; ) નસ્ર=યારી કરવી, મદદ આપવી ઉપરથી. તથા નાસિર ( અ૦ )=જય પામનાર. |
| અનહદ | અનહદ | સં, અ, | વિ. | ( અલિફ, નૂત, હે, દાલમુશદ્દદ, )= સં૦ અન+હદ=હદ વગરનું, પાર વિનાનું ( ગુ-શ-કો, ) ઉ૦ ફા૦ ઘણા વપરાશમાં આવતો શબ્દ "બેહદ" છે, |

| | | | | |
|---|---|---|---|---|
| અનાજ. | અનાજ | હિં. | ના, | ( અલિફ, નૂન, અલિફ, જીમ, ) = કેટલેક ઠેકાણે એ " નાજ " પણ બોલાય છે = અન્ન ( ન–કો; ) અનાજનું ટુંક ( હિં૦ ) " નાજ. " સં૦ અન્ન = ધાન્ય, દાણા, કણ, |
| અનાડી, | અનાડી | હિં, | વિ. | ( અલિફ, નૂન, અલિફ, ડે, યે, ) = જંગલી, મૂર્ખ, ગમાર, જડ ( ન–કો, ) અનાર્ય ઉપરથી બનાવેલો શબ્દ –સં૦ અ = નહિ+જ્ઞા = જાણવું. |
| અનાડીપણું, | અનાડીપનુ | હિં, | ના. | ( અલિફ, નૂન, અલિફ, ડે, યે, પે, નૂન, ) સં૦ અ+જ્ઞા+વૃત્તિ = પણું. એટલે જંગલી પણું, મૂર્ખતા, ગમારપણું, જડતા ( ગુ—સ—કો, ) |
| અનાદ, | અનાદ | હિ, | વિ, | ( અલિફ, નૂન, અલિફ, દાલ, ) = જેની શરૂઆત ન હોય તે, પુરાણું, ઈત્યાદિ, ( ઉ—લુ; ) સં૦ અન = નહિ+આદિ = શરૂઆત, આરંભ, ઉપરથી અનાદિ ( સં૦ ) = જેને આદિ નથી વગેરે |
| અનાનસ<br>અનનાસ<br>(ગુ-શ-કો,) | અનન્નાસ | ફા, | ના. | ( અલિફ, નૂન, નૂનમુશદ્દદ, અલિફ. સીન, ) = એક ફળ સુગંધીદાર કે જેનો રંગ બહારથી રાતો અને અંદરથી પીળો હોય છે ( મ–અ; ) પુર્તુગાલી ભાષામાં પણ " અનન્નાસ " બોલાય છે, ( ઉલુ ) એજ ફળ. |
| અનાર,<br>(શા—પ.) | અનાર ( ફા,) | | ના, | ( અલિફ, નૂન, અલિફ, રે, ) = કેટલેક ઠેકાણે એ " નાર " પણ કહેવાય છે. ( દાડમ ) ( ઉ–કો, અ–સા; ) એક જાતનુ દારૂખાનુ પણ છે. |
| અનાર-<br>ચાસીન | અનારે-<br>ચાસીન, | ફા, | ના, | ( અલિફ, નૂન, અલિફ, રે, યે, અલિફ, સીન, યે, નૂન, ) = નવરોજના દિને |

|  |  |  |  |  |
|---|---|---|---|---|
|  |  |  |  | ચાળીસ વખતે "સુરાયાસીન" નેં ડાડમ ઉપર પઢી જે માણુસ બીજાને નહિ ખવાડતાં એકલોજ ખાય તો આખું વર્ષ રોગોથી બચ્યો રહેશે. (લુ–દિ;) અનાર (ફા૦)=દાડમ+એ (ફા૦)=નું + યાસીન (અને)=કલામે મજીદ (કુરાન) થી એક સુરા=પેરેગ્રાફનું નામ. એટલે કુરાન શરીફની યાસીન નામે પેરેગ્રાફનું દાડમ ફળ. |
| અનામત અમાનત (શા–પ,) | અમાનત. | અ, | ના. | (અલિફ, મીમ, અલિફ, નૂન, તે,) =માણસને કંઇ સોંપવું. કે તે જોઇએ ત્યારે પાછું આપે, અમીન થવું (થ–લુ;) અમ્ન (અ૦)=નિર્ભય થવું ઉપરથી. રક્ષણમાં રહેલું, સહીસલામતીવાળી વસ્તું. |
| અનામતતી, અમાનતી. | અમાનતી | ફા, | વિ. | (અલિફ, મીમ, અલિફ, નૂન, તે, યે,) સ્ત્રી૦=અનામત આપેલું–લિધેલું તે, નિક્ષેપ થાપણ. ૨ રોજમેળમાં લખેલી પણ ખાતાવહીમાં ન લખાવેલી રકમ. "અનામત રકમે જમા". (ગુ—શ—કો,) ઉ૦ ફા૦ વાપરમાં નથી |
| અનારસ્તાન, | અનારસ્તાન | ફા, | ના, | (અલિફ, નુન, અલિફ, રે, સીન, તે, અલિફ, નુન,)=જ્યાં દાડમ હોય, દાડમની પાડી (લુ–ફી,) અનાર (ફા૦) =દાડમ+સિતાન (ફા૦)=જગો. દાડમ ફળ વાળી જગો, જે ઠેકાણે દાડમના ઝાડ હોય તે ઠેકાણું. |
| અનાસર (ગુ-શ-કો,) | અનાસિર | અ, | ના, | (એન, નુન, અલિફ, સ્વાદ, રે,)= "ઉનસુર" નું બહુવચન=તત્વો. એ ચાર છે—અગ્નિ, પાણી, પવન, માટી |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | ગિ—લુ; ) બહુ વચન. મજકુરનું એક વચન રૂક=મૂળ, બુનિયાત, તત્વ, પવન—પાણી—દેવતા—માટી. આ ચારે ભાગો માહેલો કોઇ ભાગ ( લુ—કિ; ) હિં; શાસ્ત્રમાં ચાર ઉપરથી પાંચમાં આકાશને પણ ગણી લે છે. |
| અનીસુન. (ધ--વૈ,) | અનીસૂન. | યુ, અ, | ના, | ( અલિફ, નૂન, યે, સીન, વાવ, નૂન, )=યુનાની કે રૂમી જણાતો નથી તેથી કેટલાકએને યુનાની નહિ પણ અરબી કહે છે, તથા "હલવઃ" એ પણ આવે છે ( બુ—કા, ) એક દવા છે તે. |
| અનુમાન. | અનુમાન્ | હિં. | ના, | ( અલિફ, નૂન, મીમ, અલિફ, નૂન, ) =કયાસ, અટકળ, પરિણામ ( ઉ—લુ, ) સં૦ અનુ+માન—માપ, ઉપરથી. |
| અનુશદારૂ (ધ--વૈ.) | નોશ્દારૂ, | ફા. | ના, | ( નૂન, વાવ, શીન, દાલ, અલિફ, રે, વાવ, )=ઝેરની અસર કાઢી નાખનાર એક દવા, "મમઇ." કે જે જખમોને રૂઝવી નાખે છે. યુનાની દવાઓના પુસ્તકોમાં લખેલું છે કે તે એક માજુન છે. એટલે સ્વાદે, મીઠી—દિલને આનંદ આપનાર. જઠરને શક્તિ પોહોંચાડનાર, શરાબ (લુ—પી; ) નોશીદન ધાતુ=પીવું+દારૂ=દવા આમા. પીવાની દવા ( અર્થ ) થાય છે. |
| અનોખું | અનોખા | હિં, | વિ, | ( અલિફ, નૂન, વાવ, કાફ, હે, અલિફ, )=અજાએબ જેવું, અપૂર્વ, અદ્ભૂત ( ગુ—શ—કો, ) |
| અનંત, | અનન્ત (અન્ંત્) | હિં, | વિ, | ( અલિફ, નૂન, નૂન, તે, )=બેહદ, ઘણુંજ ( ઉ—લુ; ) અન્=વિના+અંત =છેડા, પાર, હદ="અન્ અંત્" નું |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | નામે વાજું કાઢેલું છે. તે "અફલાતન" પણ કહેવાય છે. (બુ–કા;) |
| અફરાત-ફરી, (શા–પ,) | ઇફરાતો તફરીત | અ, | ના, | (અલિફ, ફે, રે, અલિફ, તોય, વાવ, તે, ફે, રે, યે, તેય,)="ઇફરાત," =હદપાર થવું. અને "તફરીત"=કમી કરવું, ઇ૦ (સુ–છ, મુ–મ,) ઇફરાત (અ૦)=હદપાર થવું અને+તફરીત (અ૦)=કમી કરવું એટલે હદપાર અને કમી કરવું તે, |
| અફસનતીન, (ધ–વૈ.) | અફસનતીન | હિં, | ના, | (અલિફ, ફે, સીન, નૂન, તે, યે, નૂન)="દમરૂહ" કહેવાય છે તે–આકડાના જેવી ફૂલવાળી એક વનસ્પતિ હોય છે (મ—મુ;) |
| અફસોસ (શા–પ.) | અફસોસ | ફા, | ના, | (અલિફ, ફે, સીન, વાવ, સીન.)=ત્રાસ, ખેદ (સ્ટી, લુ–ન,) "ફુસૂસ" (ફા૦) આનું ટુંક છે. |
| અફિણ / અફીણ (શા–પ.) | અફયુન | અ. | ના, | (અલિફ, ફે, યે, વાવ, નૂન,)="તરયાક" નો અરબી થએલો શબ્દ અરબીમાં "લબનુલખશખાશ" કહેવાય—પેડુના દરદ—ને ગુણ કરે છે. તે સાધારણ રીતે શામ રંગે હોય છે. (બુ–કા, અ–સા;) યુનાનીમાં "અબયુન" કહેવાય છે. સંસ્કૃતમાં અહેનમ; ગ્રીકમાં ફા૦ હુય્યૂન (પુ૦ ૩૮ પૃ૦ ૧૮૫) |
| અફીણી, | અફયૂની | ફા, | વિ, | (અલિફ, ફે, યે, વાવ, નૂન, યે,)=અફીણના બંધારણ વાળું માણસ, અફીણનો અમલ કરનાર, ર સુસ્ત, આળસુ, એદી (ગુ—શ—કો,) |
| અફુવા / અફવા (શા–પ) | અફવાહ, અફવા. | અ, | ના. | (અલિફ, ફે, વાવ, અલિફ, હે,)=સુગંધિદાર દારૂઓ, "ફૂહ" શબ્દનું બહુ વચન=મોઢાં, સામાન્ય રીતે |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | " ચર્યા " અર્થ થાય છે ( કું–જી, મુ–અ, ખુ–ન, શ–ગુ; ) બહુ વચનનું એક વચન ૨૯. |
| અબ (હિં-પ્રા, હિ-શિ. ) | અબૂ | હિં, | અ, | ( અલિફ, બે, )=હમણાં, એજ વખતે, તુરત, ઇ૦ ( ઉ–લુ, ) |
| અબઘડી, | ઇસઘડી. | હિં, | અ. | ( અલિફ, સીન, ગાફ, હે, ડે, યે, ) =હમણાં, આપળે, આ ઘડી એજ ( ગુ–શ–કો, ) અબી=અભી—હા+ઘડી.. ઉરદુમાં " ઇસ ઘડી " કરતાં પણ " ઇસ વક્ત " ખાસ કરી વપરાય છે. |
| અબ્દ. | અબ્દ, | અ, | ના. | ( એન, બે, દાલ, )=બંદો, ગુલામ, " હુ " નું વિરૂદ્ધ. ( શ–લુ; ) આનું બહુ વચન ઇબાદ ( અ૦ )=બંદાઓ ( લુ—કિ; ) |
| અબ્દ, | ૦ | સં, | ના, | ( અલિફ, બે, દાલ, )=વાદળું, વર્ષ ( ન—કો; ) |
| અબ્દમુનાફ. (મુ..શ.) | અબ્દુલ્ મુનાફ્ | અ, | ના. | ( એન, બે, દાલ, અલિફ, લામ, મીમ, નૂન, અલિફ, ફે, )=પેગંબર હજરત મહમંદ સા૦ ( સ૦ ) ના દાદાનું નામ. જેમ. મોહંમદ બિન અબ્દુલ્લાહ. બિન અબ્દુલ મુ-તલિબ બિન હાશમ- બિન અબ્દુલ મુનાફ ( લુ૦ફી; ) અબ્દ ( અ૦ )=ગુલામ+ઉલ ( અ૦ ) =નો +મુનાફ ( અ૦ )=ખોદાના નામો પૈકી એક નામ, વિશેષ્ય નામ. એટલે મુના૦ ફનો બંદો- |
| અબ્દાલ | અબ્દાલ્, | અ, | ના. | ( અલિફ, બે, દાલ, અલિફ, લામ. ) =કલંદર, મુરીદ ( ચેલો ). ફારસીમાં એવા અર્થ પણ થાય છે. જેઓની પેદાશપર સંસાર કાયમ છે તે ૭૦ મનુષ્ય પૈકી ૪૦ શામદેશ અને ૩૦ |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | બીજે જૂદે જૂદે સ્થળે રહે છે.' તેમાંથી કોઇ કમી થાય તોઙ્કે તેને બદલે બીજો કાયમ થઇ જાય છે તેથીજ તે અબદાલ કહેવાય છે (મુ–બ, બ–અ; મુ–ત;) બદલ (અ૦) બદલો ઉપરથી. |
| અબ્દાલી (શા–પ,) | અબ્દાલી. | ફા, | ના, | (અલિફ, બે, દાલ, અલિફ, લામ, યે,)=સંસાર ત્યાગ કરવો.' ફકીરી લેવી, ચેલ્રા (બ—અ;) બદલ (અ૦)= બદલો તથા અવેજ ઉપરથી. |
| અબ્દુલ મુત્તલબ (મુ-શ,) | અબ્દુલ મુત્તલિબ | અ, | ના, | (એન, બે, દાલ, અલિફ, લામ, મીમ, તોયમુશદ્દદ, લામ, બે,)=જનાબ રસુલે ખુદા (સ૦) ના દાદાનું નામ (લુ—રી૦) અબ્દ (અ૦)=ગુલામ+ ઉ૦ (અ૦)=છઠ્ઠી વિભકિત+મુત્તલિબ (અ૦)=બીન હાશમ—જે પેગંબર હજરત મહંમદ (સ૦) સાહેબનાપર દાદા સાહેબ હતા, |
| અબનાલ. | બબ્નાલ. | ફા, | ના, | (અલિફ, બે, નૂન, અલિફ, લામ,)= તરવારના મ્યાનની મૂઠ આગળ મીનાનો શણગાર હોય છે તે (ન—કો;) |
| અબનુસ આબનુસ (શા–પ, | આબ્નૂસ | ફા, અ, | ના | (અલિફમમદ્દુદ:, બે, નૂન, વાવ, સીન,)=તલંદોજી નામે ઝાડથી નીકળતી કાળા રંગની લાકડી=" શ્યામદારૂ", " કાલસ્કંધ સાર:" (શ–લુ; ખ-લુ;) એક જાતનું માછલું પણ છે (લુ–રી;) |
| અબનુસી. | આબ્નૂસી | ફા, | વિ. | (અલિફમમદ્દુદ:, બે, નૂન, વાવ, સીન, યે,)=આબનૂસના લાકડાની બનતી વાંસળી, એક વાજું, શરણાઇ, (લુ–કા;) " આબનૂસ" ઉપરથી થએલો છે. |

| | | | | |
|---|---|---|---|---|
| અબ્બાશાઇ, અબ્બાસી, (શા-પ.) | અબ્બાસી | અ, | વિ, | ( ઍન, બેમુશદ્દદ, અલિફ, સીન, યે, )=નર્મકોષમાં એને ( હિં૦ ) જણાવ્યો છે, પણ અરબી=" હજરત અબ્બાશ " ના વંશપૈકી. મતલબ કે શાસ. કારણ કે અબ્બાસી ખલીફાઓ ઘણું કરી કાળા રંગનાજ લુગડાં ( કિ., રમજી ) પહેરતાં હતાં તે ઉપરથી, ( ગિ-લુ; ) " અબ્બાસ " ( અ૦ ) =ફાડી નાંખનાર સિંહ ઉપરથી બનેલો શબ્દ. |
| અબ્બાસ, ( શા-પ. ) | અબ્બાસ, | અ, | ના, | ( ઍન, બેમુશદ્દદ, અલિફ, સીન, )=ફાડી ખાનાર વાઘ. હજરતઅલી ( ર૦ ) ના ચિરણજીવીનું નામ છે, કાળો રંગ ( ઉ--લુ; ) " અબ્બાસ " કે " અબસ ) " સ૦ )=ક્રોધિષ્ટ ઉપરથી. |
| અબ્બાસીઆં. | અબ્બાસિયાં | ફા, | ના. વિ, | ( ઍન, બેમુશદ્દદ, અલિફ, સીન, યે, અલિફ, નૂનગુન્ન., )=હજરત અબ્બાસની ઓલાદ, હજરત પેગંબર સા૦ ( બ૦ ) ના કાકાનુ વંશ ( લુ—કિ; ) |
| અબરખ (શા--પ.) | અબ્રખ | ફા. | ના, | ( અલિફ, બે, રે, કાફ, )=બુરૂક ઉપરથી બનેલો=ચળકતા, પડવાળો એક જાતનો પથ્થર=ચળકતું ( ગિ—લુ; ) અભ્રકમ ( ખિ--લુ;, ) અભ્ર=વાદળાં—જેમ એક ઉપર એક હોય છે માટે અભ્રક=પ્રકાશિત ( સં૦ ) અભ્રક. |
| ૦ | અબ્રક | અ, | ના, | ( અલિફ, બે, રે, કાફ, ) અબરક ( ફા૦ ) નો અરબી કરેલો શબ્દ=ચળકતા પડવાળો એક પત્થર અભ્રકમ ( ગિ--લુ; ખિ--લુ; ) "બર્ક" યા " બરાક " ( અ૦ )=ચળકાટ, પ્રકાશ ઉપરથી. |

| | | | | |
|---|---|---|---|---|
| અબરૂ (ગુ-શા-પ,) | અબ્રૂ | ફા, | ના. | ( અલિફ, બે, રે, વાવ, )=નર્મકોષ માં જણાવ્યું છે કે. આંખની ઉપર જેનીમાળાવાળી કમાન હોય છે તે= ભ્રુ=ભ્રમર=ભ્રુકુટી. પરંતુ અરબી ફા૦ કોષમાં એમ અર્થ છે—નાજુક, અને સાંકડું કરવું, નખરાં, અદા દેખાડવી તે ( મુ–ત., ગિ–લુ; ) |
| અબલખો અબલકો (શા-પ,) | અબ્લક્ | ફા. | વિ, | ( અલિફ, બે, લામ, કાફ, )=બે રંગે ધાબા ધાબાવાળો એક ઘોડો હોય છે તે, એક કુટુંબ, નહાની કમાન ( શ-લુ; ) |
| ૦ | અબ્લક્. | ફા, | વિ. | ( અલિફ, બે, લામ, કાફ, )=રંગિન, ટોપી ( ચ–હિ; ) |
| અબળા | અબ્લા, | હિં, | ના, | ( અલિફ, બે, લામ, અલિફ, )=ઔરી, સ્ત્રી, અશક્ત નાર ( ઉ–લુ; ) સં૦ અબલા ( ગુ—શ—કો, ) |
| અભી | અભી | હિં, | અ. | ( અલિફ, બે, હે, યે, )=હાલ, હાલ તુરત ( ગુ-શ-કો, ) |
| અબીલ અંબીર (શા—પ,) | અબીર્ | અ, | ના, | ( ઐન, બે, યે, રે, )=સુગંધીદાર વસ્તુઓની એક બનાવટ છે કે તે કેસર—ચંદન—ગુલાબ—તથા કસ્તુરીને મિશ્ર કરી બનાવે છે. ( સિ–લુ; ગિ-લુ; ) |
| અબીલ | અબીર્ | હિં. | ના, | ( અલિફ, બે, યે, રે, )=અબરખના ભુખાને કહે છે. કે. જે, હોળીમાં ઘણો વપરાય છે ( ઉ-લુ; ) |
| અબુબક્ર, અબુબક, (શા—પ) | અબૂબક્ર્ | અ. | ના, | ( અલિફ, બે, વાવ, બે, કાફ, રે, ) પેગંબર હજરત મોહંમદ ( સ૦ ) ના પહેલા ખલીફનું નામ. જે "સિદ્દીક" પણ કહેવાતા શિરાજના એક પાદશાહનું નામ જેના વખતમાં. શેખ સાદી. થએલા છે, ( લુ–રી. ) અબૂ ( અ૦ ) |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | =પિતા+બક્ર ( અ૦ )=વિશેષ નામ—એટલે બક્રના પિતા, |
| અબુલફ-જલ, (શા—પ,) | અબુલ્ ફ઼જ઼્લ | અ, | ના, | ( અલિફ, બે, વાવમઅ્દૂલઃ, અલિફ સાકિન, લામ, ફે, જ઼્વાદ, લામ, ) =અકબર બાદશાહના વડા વજીરનું નામ છે ( લુ—ફી; ) અબૂ ( અ૦ ) =પિતા—+ફ઼જ઼્લ ( અ૦ )=વિશેષ નામ એટલે ફજલનો બાપ—ઇ૦ |
| અભરાઇ | અબ્રાઇ | હિં, | ના, | ( અલિફ, બે, રે, અલિફ, હમજ઼ુઃ યે, ) =જમીનથી ઉંચે ભીંતની સાથે લગોલગ રાખી ટોલ્લા સાથે જડેલું પાટીઉં જેની ઉપર વસ્તુઓ ગોઠવી રાખવામાં આવે છે—( ન—શે. ) અભ્ર—આકાશ+રાજિ—હાર, ઉપરથી, |
| અભિમાન | અભિમાન્ | સં, | ના, | ( અલિફ. બે, હે, મીમ, અલિફ, નૂન, )=અહંકાર, ઘમંડ, ડિગ, ( ઉ—લુ; ) મગરૂરી—સં૦ અભિ+માન ( મન્=વિચારવું, ) |
| અમદા-બાદી, | અહ઼મદા-બાદી | ફા, | વિ, | ( અલિફ, હે, મીમ, દાલ, અલિફ-મમદૂદ, બે, અલિફ, દાલ, યે ) આ૦ અહ્મદ્—પ્રખ્યાત+આબાદ+ઇ=અમદાબાદ શહેરનું,—સબંધી ઇત્યાદિ ( ગુ—શ—કો. ) |
| અમન (શા—પ,) | અમ્ન્ | અ, | ના. | ( અલિફ, મીમ, નૂન; )=નિર્ભય થવું ( ગિ—લુ; ) |
| અમરત | અમરિત | હિં, | ના, | ( અલિફ, ગીમ, રે, તે ) આબેહયાત, શરબત, ઇત્યાદિ. ( ઉ—લુ, ) સં૦ અ+મૃ—મરવું=નહિ મરવાનું, ઉપરથી, |
| અમલ, | અમલ્ | અ, | ના, | ( ઐન, મીમ, લામ, )=એ "અમુલ" પણ છે=નર્મકોષ—રાજ, સત્તા |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | અધિકાર, હુકમ, દરબાર્જ્જે, અખત્યાર, કેફ, નિશો, ખુમારી, સુમાર, કેફી વસ્તુ, અમલ કરવો, કેફ કરવો, અમલ કરવું, કરી બતાવવું, બજાવવું, અમલમાં લાવવું છે, પરંતુ ફારસી કોષમાં એક પુરૂષનું નામ, કામ કરવું, મંત્રની સાધના કરનારને કોઇ નિશાણી આપવી ઇ૦ છે. ( શ-લુ; ) યુનાની હકીમ લોકો જુલાબ તરિકે આપે છે, તે દવા પણ છે તથા હોદ્દો. |
| ૦ | અમલ્ | અ,ફા. | ના. | ( અલિફ, મીમ, લામ, )=આશા, ઇચ્છા, ( લુ,-ફી; મુ-લુ; ગિ-લુ; ) |
| અમલ | ૦ | સં, | વિ, | ( અલિફ, મીમ, લામ, ) અ-નહિ+ મળ-ગંદું=ચોખું, સુંદર ( ગુ-શ-કો, ) |
| અમલ-ખાતું. | અમલ્-ખાનઃ | ફા, | ના, | ( ઍન, મીમ, લામ, ખે, અલિફ, નૂન, હે )=કચેરી દિવાનખાતું ( લુ-ફી; ) " અમલ " ( અ૦ )=કામ કરવું+ " ખાનઃ " ( ફા૦ )=ઘર, બન્ને મળી—અમલખાનઃ=કામ ચલાવવાની જગો, કારખાનું, વધુ માહિતી માટે જુઓ પ્રાથમિક શબ્દ ઉર્જારદાર ઇ૦ શબ્દો. |
| અમલજોરી | અમલ-જોરી. | સં,ફા, | ના. | ( અલિફ, યા ઍન, મીમ, લામ, જે, વાવ, રે, યે, ) સં૦ અમલ—સત્તા+ જોર=સત્તાનું બળ, સત્તા અધિકારનો રોફ ( ગુ-શ-કો, ) |
| અમલ-તાસ | અમલ્-તાસ્ | હિં. | ના, | ( અલિફ, મીમ, લામ, તે, અલિફ, સીન, )=ગરમાલાનો ગર, એક ઝાડનું નામ, જેની સીંગનો ગર રેચમાં વપરાય છે ( ઉ—લુ; ) |

| | | | | |
|---|---|---|---|---|
| અમલદાર (શા૦પ,) | અમલ્દાર | ફા, | ના. | ( ઍન મીમ, લામ, દાલ, અલિફ, રે, )=સત્તાધીશ, હુકમ ચલાવનાર, મુસદ્દી ( લુ–ફી; ) અમલ ( આ )=હુકમ+દાર ( ફા૦ ) પ્રત્યય–દાશતન (ધાતુ ) ઉપરથી રાખનાર, આ બન્ને મળી શબ્દની જોડણી ( ફા૦ ) થઇ ગઇ તે જેમ અકલમંદ ઉજૂરદાર, ઇત્રફરોશ, અમલખાનઃ ૪૦ |
| અમલદારી | અમલદારી | ફા, | ના, | ( ઍન, મીમ, લામ, દાલ, અલિફ, રે, યે, )=ઓધ્ધો, કારભાર, અધિકાર, ( ગુ–શ–કો, ) અમલ ( અ૦ )=હુકમ, કામ+દારી=રક્ષણ, રક્ષા, |
| અમલી | અમલી | અ, | વિ, | ( ઍન, મીમ લામ, યે, )=અમલથી નિસ્બત રાખનાર, ( લુ–ફી; ક–લુ ) " અમલ " ( અ૦ )=કામ કરવું, ઉપરથી બનેલો શબ્દ. |
| અમલી, | અમલી | હિં, | વિ, | ( અલિફ, મીમ, લામ, યે, )=કેફી, વ્યસની, સુસ્ત, એદી (–નકો; ) અમલ=કેફ ઊપરથી થએલો છે. |
| ૦ | અમલી | અ, | વિ, | ( અલિફ, મીમ, લામ, યે, )=આશાવાન! ઇચ્છાવાળો, ( લુ–ફી; ) " અમલ " ( અ૦ )=આશા, ઉપરથી થએલો શબ્દ છે. |
| અમલા ⎫ અમલો ⎭ (શા–પ ) | ઇમલઃ | અ. | ના, | ( ઍન, મીમ, લામ, હે, )=નર્મકોપમા લખ્યા મુજબ અર્થ–જમીન શિવાયની તે ઉપર બાંધેલી જે ઇમારત તે. પણ અરબી કોપમાં અર્થ માત્ર કામ, અમલ ( મુ–બ, મુ–દ; ) જાહેર રીતે મકાનના અર્થમાં એમ વપરાય છે કે અમલ ( અ૦ )=કામ તથા ઓહદઃ |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | ( અ૦ )=મનસુબ ( અ૦ )=કાયમ થવાની જગો, ઉપરથી ધરમાં અર્થ ઉત્પન્ન થાય છે. |
| અમા (ગુ-શ કો,) | અમ્માં | હિં, | ના, | ( અલિફ, મીમમુશદ્દદ, અલિફ, નૂન-ગુન્નઃ, )=મા, માતુશ્રી, ડોશી ( ઉ-લુ, ) |
| અમાનત-ગુજાર. | અમાનત ગુજાર્ | ફા. | ના, | ( અલિફ, મીમ, અલિફ, નૂન, તે, ગાફ, જાલ, અલિફ, રે, )=અમીન એટલે જેની નોકરી અમાનત ગુજારીની હોય તે, અને ... રૂપીઆ પૈસા જેને સોંપેલા હોય તે. ( લું-રી; ) " અમાનત " ( અ૦ )=થાપણ.+" ગુજાશતન " ધાતુ=છોડવું, ઉપરથી આજ્ઞાર્થ-ગુજાર. ફા૦ થી કર્તાના અર્થ ઉત્પન્ન થાય છે. તેથી બંન્ને મળી, " અમાનત ગુજાર " શબ્દની એકંદર મેળવણી ફા૦ થઇ ગએલી છે. જેમ, અકલમંદ, ઉજૂરદાર, ઇત્ર ફરોશ, અમલખાનઃ અમનદાર વગેરે, |
| અમાનત દારી. | અમાનત-દારી | ફા. | ના, | ( અલિફ, મીમ, અલિફ, નૂન, તે, દાલ, અલિફ, રે, યે, )=વાલીપણું, હવાલો, સોંપણ, શાખ ભરૂસો, વિશ્વાસ ( ગુ—શ—કો, ) |
| અમીર | અમીર્ | અ, | ના, | (અલિફ, મીમ, યે, રે, )=નર્મકોષમાં જેને સરકારથી ખેતાબ-જાગીર વગેરે મળેલું હોય તે. ઉમરાવ, શ્રીમંત, સરદાર, દાતાળ, મોટા મનનો ખરચાળ પુરૂષ ( એમ ) લખેલું છે. પરંતુ ફા૦ કોષમાં-" શાહ " અને " હુકમ કરનાર " અર્થ છે ( શ-લુ; ) અમ્ર ( અ૦ )= આજ્ઞા ઉપરથી " અમીર " તથા બહુવચન ઉમરા ( અ૦ )=અમીરો છે. |

| | | | | |
|---|---|---|---|---|
| અમીર-જાદો, | અમીર્-જાદઃ | ફા, | ના, | ( અલિફ, મીમ, યે, રે, ઝે, અલિફ, દાલ, હે, )=અમીરનો છોકરો ( લુ–ફી; ) " અમીર " ( અ૦ )=સરદાર+"જાદન" ધાતુ=જણવું, ઉપરથી–જાદઃ ( ફા૦ )= જણેલું. બન્ને મિશ્ર થઇ ફા૦ ગણાયલો શબ્દ. વિશેષમાં જુઓ–અમલદાર ( ફા૦ ) વગેરે પ્રાથમિક શબ્દો. |
| અમીની | અમીની. | અ. | ના, | ( અલિફ, મીમ, યે નૂન, યે, )=અમીનનું જે કામ—દરજ્જો તે. ૨ ઇમાન ( ગુ=શ–કો. ) |
| અમિરી<br>અમીરાઇ | અમીરી, | અ૨ | ના, | ( અલિફ, મીમ, યે, રે, યે, )=ગૃહસ્થાઇ, અમીરને લગતો ઠાઠ ( ગુ-શ-કો, ) |
| અય,અયે, | અય્ | અ, | અ. | ( અલિફ, યે, )=અરે, અહો, હે ( ગુ–શ–કો, ) |
| અય | ૦ | હિં, | ના. | ( અલિફ, યે, ) સં૦ અયસ=લોઢું–લોખંડ, ( ગુ–શ–કો, ) |
| અયાઝ<br>અયાજ<br>(શા–પ) | અયાઝ્ | તુ, | ના, | ( અલિફ, યે, અલિફ, ઝે, )=એ " અયાસ " પણ બોલાય છે. સુલતાન મહમુદના એક તુરકી ગુલામનું નામ. નામ. ( બુ–ન; ) ખરૂં જોતાં એ ફકીરથી બાદશાહની ટ્રેઝરી ઑફિસરની પદવીએ ચઢેલો તથા ઘણોજ વહાલો ગણાતો કારણ કે ખોદા પરસ્ત પણ હતો. |
| અયાર, | અય્યાર, | અ, | વિ. | (ઐન, યેમુશદ્દદ, અલિફ, રે, )=ચાલાક, મકર કરનાર, ફંદામાં નાંખનાર, કપટી ( ઉ–લુ; ) એર ( અ૦ ) જંગલી ગોરખ્ખર, શહરી ગધેડો. અગર ઇર ( અ૦ )=કાફલા ઉપરથી, |
| અયારપેશા. | અય્યાર-પેશઃ | ફા, | વિ.<br>ના, | ( ઐન, યેમુશદ્દદ, અલિફ, રે, પે, યે, શીન, હે, )=ચાલાક, ચોર ( લુ– |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | ફી; ) " અય્યાર " ( અ૦ )=ચાલાક+ પેશ: ( ફા૦ )=કામ. આ બન્ને મિશ્ર થયા પ્રમાણે મતલબ–ચાલાકી ભરેલો ધંધો કરનાર. |
| અયારી | અય્યારી | અ. | ના, | ( ઍન, યેમુશદ્દદ, અલિફ, રે, યે; ) =ચાલાકી ( લુ–ફી; ક–લુ; ) ઇર્ ( અ૦ )=કાફલા. કે ઍર્ ( અ૦ )= જંગલી ગધડા, ઉપરથી. |
| અયાળ, | અયાલ્ | અ, | ના, | ( અલિફ, યે, અલિફ, લામ, )=ઘોડાની ગરદનના વાળ, કેશવાળી ( ન–કો; ) સદર અર્થે શબ્દ મજકુર અરબી છે ( ઉ-લુ; ) |
| અરક (-શા–પ,) | અરક્ | અ | ના, | ( ઍન, રે, કાફ, )=શરીરની પ્રકૃતિ, દવાઓના પાણીની વરાળ કરી બતાવે છે તે પાણી, જેમ—ગુલાબજળ, ઇત્યાદિ ( મુ–દ, મુ–ખ, બ–અ;, જ–ગી, ) |
| ૦ | અરક્ | અ, | ના, | ( અલિફ, રે, કાફ, )=ઉંજાગરો, ( લુ–ફી: ) |
| અરક | ૦ | સં, | ના, | ( અલિફ, રે, કાફ, )=અર્ક, ગાડીના પૈડાનો આરો, શેવાળ ( શ–ચિં; ન––કો; ) |
| અરકગીર | અરક્ગીર્ | ફા, | ના, | (ઍન, રે, કાફ, ગાફ, યે, રે,)=ન્હાનો સરખો રૂમાલ, પરસેવો પુછવાનું લુગડું, શરગીંદુ, ઇ૦ ( લુ–ફી; ) અરક્ ( અ૦ )=પરસેવો+ગિરફ્તન=પકડવું. ધાતુના આજ્ઞાર્થે બન્ને મિશ્ર=પરસેવો ખેંચી લેનાર. જુઓ " દસ્ત રૂમાલ " શબ્દ. |

| | | | | |
|---|---|---|---|---|
| અરકગુલ | અરકે-ગુલ્ | ફા, | ના. | ( ઍન, રે, કાફ, ગાફ, લામ, )=ગુલાબજળ ( લુ—ફી: ) અરક ( અ૦ )=પાણી+એ ( અ૦ )=છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય+ગુલ ( ફા૦ )=ગુલાબનું ફુલ. મળી એકંદરે ગુલાબના ફુલનું પાણી જુઓ "અબ્જે મિસ્ર" તથા "અતલસે રૂમી" વગેરે શબ્દો, |
| અરકેબ-હાર | અરકેબ-હાર્, | ફા, | ના, | ('ઍન, રે, કાફ, બે, હે, અલિફ, રે, ) =ખાટી દવાઓના ફુલોનો અર્ક, દારૂ ( લુ—ફી; ) અરક ( અ૦ )=પાણી+એ ( ફા૦ )=છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય+બહાર ( ફા૦ )=લીલોતરી, હરીયાળી=બગીચા જેવી ખીલવણી કરનાર તથા તાજગી આણનાર પાણી. એ શરીરને લાગુ પડતી દવા હોય છે. |
| અરગજો (શા—પ) | અરગજ: | ફા, | ના, | ( અલિફ, રે, ગાફ, જીમ, હે. )=શાળાપત્રે ( અ૦ ) લખ્યો છે. એક મિશ્ર સુગંધીનું નામ કે જે ચંદન—ગુલાબ—કપુર—કસ્તુરી તથા અંબરથી બને છે ને. ( ગિ-લુ, ) સં૦ અગરૂ+જન્—જન્મેલું, ઉપરથી અરગજા ( હિં૦ ) પણ છે. |
| અરજ (શા-પ.) | અર્ઝ્ | અ. | ના | ( ઍન, રે, જવાદ ) માણસને કંઇ પણ જાહેર કરવું, પહેરાવવી, ઘરના લાકડાની આર ।—ધિક્કાર-ઘેલ પણ, ઇ૦ ( મુ—બ, ક—ફ, સુ—ફ, મ-ર; લ—ફ, ) લુગડાં વગેરેનો પનો. |
| ૦ | અર્ઝ્ | અ, | ના | ( અલિફ, રે, જવાદ, )=જમીન, પૂર્વ ગોળાર્ધ અને પશ્ચિમ ગોળાર્ધ (ગ—લુ,) |

| | | | | |
|---|---|---|---|---|
| ० | અર્ઝ | અ, | ના, | ( અલિફ, રે, ઝે, )=કિંમત, ઉત્તમ-કદર, મરતબો, એક વૃક્ષ, દાડમનું ઝાડ, સરૂ, ચોખા ( બુ—ફા, ) |
| અર્જ઼ | ० | સં, | ક્રિ. | ( અલિફ, રે, જીમ, )=મેળવવું, સંસ્કારવાળું કરવું ( શ—ચિં, ) |
| ० | અર્જ઼ | ફા, | ના, | ( અલિફ, રે, જીમ, )=કિસ્મત, કદર, દરજ્જો, હદ, અંદાજો ( લુ—કિ, ) |
| અરજ | ● | ગુ ? | ના, | ( અલિફ, રે, જીમ, )=અભાવા, મહિનાવાળી સ્ત્રીને અરજ પડે છે તે ( ન—કો, ) |
| અરજદાર, | અર્જ઼દાર | ફા, | વિ, | ( ઐન, રે, જવાદ, દાલ, અલિફ, રે, )=અરજ કરનાર, માગણી કરનાર ( ગુ—શ—કે., ) |
| અરજબેગી (શા—પ,) | અર્જ઼બેગી | ફા. | ના, | ( ઐન, રે, જવાદ, બે, ગે, ગાફ, યે, )=જે માણસ લોકોની અરજી રિપોર્ટ બાદશાહની આગળ રજુ કરે તે ( લુ ફી ) |
| અર્જવાન | અર્જ઼વાન | હિં. | વિ. | ( અલિફ, રે, જાલ, વાવ, અલિફ, નૂન, )=અરદેશીર, બાબકાન જે પાદશાહનો નોકર હતો તેનું નામ. તે નોકર પોતાનાં પાદશાહને મારી પોતેજ બાદશાહ બની ગયો, એક વિલાયતનું પણ નામ છે. ( લુ—કિ, ) |
| અરઝાં અર્ઝાં (ગું શ.કો,) | અરઝાં | ફા, | ના. | ( અલિફ, રે, ઝે, અલિફ, નૂનગુન્નઃ ) =સસ્તું, મોંઘું ન હોય તે ( લુ—ફી, ) સોંઘું, અરજીદન=કિંમત મેળવવી કે લાયક થવું ઉપરથી. |
| અરજી (ગુ.શ.કો,) | અરજી | અ, | વિ, | ( ઐન, રે, જવાદ, યે, )=અરજ, જેમાં અરજ લખી હોય તે કાગળ |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | ( ન–કો. ) "અર્જ" (અ૦) ઉપરથી–અરજ= જે અસલી ન હોય તે; ઈ૦ ( ક–લુ, ) દરખાસ્ત. ( ઉ–લુ. ) |
| ૦ | અર્ઝી | અ, | વિ, | ( અલિફ, રે, જવાદ. યે, )=જમીનનું ( લુ–ફી, લુ–કિ, ) અર્જ ( અ૦ )= જમીન શબ્દ ઉપરથી થએલો. |
| અરજોમંદ | અર્જુમંદ | ફા, | ના, | ( અલિફ, રે. જીમ, મીમ, નૂન, દાલ, ) =કદરવાળો, પદવીવાળો ( ક—લુ, ) |
| અર્થ | અર્થ (અરથ) | હિં. } સં. } | ના, | ( અલિફ, રે, તે, હે, )=મતલબ, માયનો ભાશાંતર ( ઉ—લુ, ) માગવું, સમજણ, ખુલાસો, ભાવ, તાત્પર્ય, અભિપ્રાય, ધારણા, ઉદ્દેશ, હેતુ, માયનો છાયાદિ. |
| અર્થ | ૦ | સં, | ક્રિ. | ( અલિફ, રે, તે, હે, )=માગવું, જાચવું ( ગુ—શ—કો. ) |
| અર્થે | ૦ | સં, | અ, | ( અલિફ, રે, તે, હે, )=વાસ્તે, કાજે, સારૂ, માટે ( ગુ—શ—કો, ) |
| અરથી | અર્થી | હિં, | ના, | ( અલિફ, રે, તે, હે, યે, )=ઠાઠડી. ( ઉ–લુ, ) અર્થી ( સં૦ ) વિ૦=માગનાર, ગરજુ ઈ૦ |
| અરદેશર (શા–પ,) | અર્દશેર | ફા, | ના, | ( અલિફ, રે, દાલ, શીન, યે, રે, ) =અર્દ=જેવો, દેર+શેર=વાઘ. એટલે–વાઘ જેવો ( લુ—કિ, ) |
| અરદાશ | અર્ઝ દાશ્ત | ફા, | ના, | ( ઐન, રે, જવાદ, દાલ, અલિફ, શીન, તે, )=વિનંતિ, અરજ, પ્રાર્થના ( ગુ—શ—કો, ) |
| અરદિબે-હસ્ત. (ગુ-શ-કો) | ઉર્દી-બેહિશ્ત. | ફા. | ના, | ( અલિફ, રે, દાલ, યે, બે, હે, શીન, તે, )ગુજરાતી શબ્દકોષે—પુ૦ મંત્રસદૃ—અગ્નિ, દેવતા, પારસી વર્ષનો ત્રીજો |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | માસ ( એમ અર્થ ) લખ્યાં છે. પરંતુ ફા૦ કોષે—ઉરદે=સમાન+બેહેસ્ત=બાગ. એટલે એકંદરે-બાગસમાન. કેમ કે ફુલોના ખીલવા અને ઝાડોના ફળો ઉ થવા ઉપરથી સ્વર્ગના દાખલા તરીકે કહેવાય છે તે એક માસનું નામ જે બહારની ખાસ રૂતુમાં આવે છે. અને જેઠ મહિનાથી મળતો હોય છે તે ( લુ—ફી ) |
| અર-બ્બી, અરબી | અરબી | અ,* | વિ, | ( એન, રે, બે, યે, )=નર્મકોષમાં—( પટેટો, બટાટા, અળોકડું વગેરે ) અર્થ દર્શાવેલા છે પણ ફા૦ કોષમાં અરબી ભાષા સમુદ્ર ( ગિ—લુ. ) " અરબ " ( અ૦ ) ઉપરથી. અરબને " ઇ " લાગવાથી સંબંધ વાચક. |
| અરબ-સ્તાન | અરબ સ્તાન્ | ફા, | ના, | ( ઍન, રે, બે, સીન, તે, અલિફ, નૂન, )= અરબ લોકોનો દેશ. ( લુ-ફી, લુ-કિ, ) અરબ ( અ૦ )+સિતાનનું ટુંક-સ્તાન ( ફા૦ )=જગ્યા મળી—આ શબ્દ થયો છે=અરબોની જગો અને ઠેકાણું. |
| અરબા (ગુ-શા-કો,) | હર્બ્ | અ, | ના, | ( હે, રે, બે, )=જંગ, મારામારી, લડાઇ ( લુ—ફી, ) |
| અરમાન | અર્માન્ | પુ, ફા, | ના | ( અલિફ, રે, મીમ, અલિફ, નૂન, )= નર્મકોષે—કાફલો, જથો, અર્થ જણાવે છે. પણ ફા૦ કોષમાં " આશા. " " ઇચ્છા " ( ગિ—લુ, ) અરમાનીદન ( ફા. ધા. )=આરજુ કરવી, ઇત્યાદિ ઉપરથી. |

| | | | | |
|---|---|---|---|---|
| અરમારી | અલ્મારી | ઈં, | ના, | ( Almirah )=લાકડાની ખાનાદાર લાંબી પેટી—જેમાં ચોપડીઓ રાખવામાં આવે છે તે ( ઉ-લુ, ) |
| અરવા ]<br>અરવાહ] | અર્વાહ. | અ, | ના, | ( અલિફ, રે, વાવ, અલિફ, હે, ) જમહૂત "રૂહ શબ્દનું" બહુ વચન. આત્માઓ ( ગિ-લુ, ) |
| અરશ | અર્શ | અ, | ના, | ( ઐન, રે, શીન, ) તખત—છત—તંબુ, કે ઘર. જે છાયાને લીધે તૈયાર કરવામાં આવે છે તે ( શુ-નિ, ) |
| અર્શ<br>(ગુ-શ-કો) | ૦ | સં, | ના, | ( અલિફ, રે, શીન, ) હરસ, મસા ( ન—કો, ) |
| અર્શદારાન | અર્શદારાં | ફા, | ના. | ( ઐન, રે, શીન, દાલ, અલિફ, રે, અલિફ, નૂનગુન્ના, ) નબીઓ—ઓલિયા—( લુ-રી, ) અર્શ ( અ૦ )+દાર ( ફા૦ ) નું બહુવચન—"દારાં" મળી બનેલો. |
| અરસ્તુ | અરસ્તૂ | અ, | ના, | ( અલિફ, રે, સીન, તોય, વાવ, ) અફલાતુનનો શાગિરદ તથા સિંકદરનો પ્રધાન હતો તેનું નામ ( ક—લુ, ) |
| અરસલાન<br>(શા૦-પ,) | અર્સલાન | તુ | ના, | ( અલિફ, રે, સીન, લામ, અલિફ, નૂન, ) તુર્ક લોકો અસલમાં પોતાના ગુલામોનું નામ રાખે છે. પરંતુ આ શબ્દનો અર્થ પણ ગુલામજ પ્રખ્યાત થઇ ગયો છે, ફાડનાર વાઘ. ( લુ-રી, ) |
| અરસો | અરસઃ | અ, | ના, | ( ઐન, રે, સ્વાદ, હે, ) નર્મ કોષમાં ( અવકાશ, વચમાનું છેટું અંતર દરમ્યાન, વખત, જોગવાઇ, ટાણું, અવસર, છે. પરંતુ ઉર્દૂ કોષમાં ( દેર, |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | વિલંબ માત્ર છે. ( લુ—કિ, ) અરસ= મેદાન, જગા ઉપરથી—અરસઃ નું બહુ-વચન-" અરસાત " ( અ૦ )=કયામત |
| અરાબો | અરાબઃ | ફા, | ના, | ( અલિફ, રે, અલિફ, બે, હે, )=ન-મેંકોષે—( સંસાર એટલે કુટુંબ પરિ-વાર, ચાકર, પશુ, માલમિલકત, વગેરે છે, પરંતુ અરબી ફારસી કોષમાં લાક-ડાનો માચડો બનાવે છે. જે ઉપરથી ભાર ખેંચાય છે તે " અલિફ " અને " ઍન " ) એ બન્ને રીતે (અરાબઃ) શબ્દ ખરો નથી કારણ કે ખરો શબ્દ ( અરાદઃ ) મળી આવ્યો છે જહાંગી-રી તથા બુરહાન આધારે " ગરદઃ "= લાકડાની છત. તે ઉપરથી ખરૂ જોતાં " ગરાદઃ " ભાષાના નિયમે " ગરદઃ " શબ્દમાં " અલિફ " વધ્યો તો પણ= અરાબઃ=બરાબર ગરદૂ. એ શબ્દ જુદો-જ લાગે છે (બુ—ન, બ—અ, જ—ગી, ) દરબ=હાજત ઉપરથી અર્થનો વધારો ગાડી, છકડો ( લુ—કિ, ક—લુ, ). |
| • | અરાબઃ | અ, | ના. | ઍન, રે, અલિફ, બે, હે, )=ગાડી, છકડો. ( ક—લુ, ) |
| અરી | અરી | અ, | ના, | ( અલિફ, રે, યે, )=નગર ( લુ—કિ, ) |
| અરીઠો | અરીઠા | હિં, | ના, | ( અલિફ, રે, યે, ટે, હે, અલિફ, )= અરીઠી ( ન—કો, ) " રીઠા " પણ ઉ-ર્દુના મહાવરામાં તથા મરાઠીમાં બોલા-ય છે તે—અરીઠી નામે ઝાડનું ફળ પણ |

| | | | | |
|---|---|---|---|---|
| અરે | અરે | સં, | અ, | ( અલિફ, રે, યે, )=પોતાથી નીચી પદવીના માણસને બોલાવવાનો શબ્દ. ન ખમાતા દુઃખને અથવા ગુસ્સાને લીધે નિકળતો શબ્દ, ઓ, રે, અરે, હાય ( ગુ–શ–કો, ) |
| અરે | ० | ગૂ, | ના, | ( અલિફ, રે, યે. )=કાળજી, ચિવટ, ફિકર, બળત્રા, ચિન્તા ( ગુ–શ–કો, ) |
| અલકિસ્સા | અલ્‌કિસ્સ: | અ. | ના. | ( અલિફ, લામ, કાફ, સ્વાદમુશદ્દદ, હે, )=હાંસિલકલામ, મતલબ. ( ક–લુ, ) |
| અલખ (ગુ-શ-કો) | અલખ્ | હિં | ના, | ( અલિફ, લામ, કાફ, હે, )=સમજવામાં તથા જોવામાં જે ન આવે તે ( ઉ—લુ, ) સં० અલક્ષ્ય=બ્રહ્મ, પરમાત્મા, શિવ, વગેરે ઉપરથી. |
| અલગત (શા–પ.) | અલ્‌ગરજ્ | અ, | ના. | ( અલિફ, લામ, ગૅન, રે, જ્વાદ, ) =સારાંશ( લુ–કિ, ) " અલ " ( અ० ) ઉપસર્ગ+ગરજ ( અ० )=મતલબ, અર્થાત—અરબી શબ્દો સહ " અલ " પ્રથમ કેટલાક અર્થ સારૂ આવે છે. તેમાંથી સામાન્ય રીતે વખાણ તરીકે જે સામાન્ય નામને વિશેષ નામ કરી નાંખેલું છે. |
| અલગોજા (ગુ-શ-કો) | અલગોજ: | અ. | ના, | ( અલિફ, લામ, ગૅન, વાવ, જે, હે, )=પીપી, સરણાઇની તરેહનું એક મોઢેથી વગાડવાનું વાજું ( ગુ–શ–કો, ) એક જાતની વાંસળીની જોડ મોંથી વગાડવામાં આવે છે તે ( ઉ-લુ, ) |
| અલબત્ત અલબત્તા. (શા–પ.) | અલબત્તઃ | અ, | ક્રિ, | ( અલિફ, લામ, બે, તેમુશદ્દદ, હે, ) આપલેમાં બદલાઇ ગએલો ધાતુ છે તે તાકીદ સારૂ વપરાય છે પણ એની ખરી સ્થિતિ બત્ત=કાપવું. તેમાં (" અ- |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | લિફ" અને લામ") મળી બન્ને અક્ષરો વધારી લીધેલા છે જેથી ક્રિયાપદ તરીકે ગણાય છે (ક-જ,)—અલ (અ) ઉપસર્ગ+બત્તઃ (અ૦) શબ્દ=બેશક. |
| અલફ | અલફ્ | અ, | ના, | (અલિફ, લામ, ફે,)=ટેવ પાડવી, દોસ્તી કરવી, એકલવાયા સારૂ ઇશારત છે, સીધા બાજુની ઇબારત, ઇત્યાદિ (શ—લુ,) |
| ૦ | અલફ્ | અ. | ના, | (અલિફ, લામ, ફે,)=પશુઓનો ચારો વિગેરે (શ--લુ,) |
| અલફખાનું | અલફ્ખાનઃ | ફા, | ના, | (એન, લામ, ફે, ખે, અલિફ, નુન, હે,) દુનિયા (શ-લુ,) અલફ (અ૦) =દોસ્તી કરવી+ખાનઃ (ફા૦)=ઘર એટલે સંબંધ રાખવાની જગ્યા. |
| અલફ્રાઉ (શા—પ,,) | આલુફ્તઃ | ફા, | વિ, | (અલિફમમદૂદ; લામ, ફે, તે, હે,) રિન્દો, લુચ્ચો (ગિ-લુ,) "અલુફતન" ધાતુ=લુચ્ચાઇ કરવી. ઉપરથી લુચ્ચાઇ કીધેલું એવો અર્થ થાય છે અલુફ્તન (ફા૦) વિખરાઇ જવું તથા પરેશાન થવું પણ છે (લુ-કિ,) |
| અલબર્જ (શા—પ) | અલ્બુર્જ | ફા, | ના. | (અલિફ, લામ, બે, રે, જે,)= ઇરાનની ઉત્તરે એક પર્વત છે તેનું નામ. જે માઝંદરાન વિભાગમાં આવેલો છે. કેફ કફના એક શિખરનું નામ પણ છે. (લુ-રી,) માઝંદરાન્ માંહેલા એક પર્વતનું નામ (લુ-કિ,) |
| અલબેલુ (ગુ શ-કો) | અલબેલા | હિં, | વિ, | (અલિફ, લામ, બે, યે, લામ, અલિફ,)=સ્વરૂપવાન—વાકે, બેપરવા—સાદું (હિ-લુ,) ગુજરાતી શબ્દ કોષે- |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | અલ+વયલા ( આ૦ ) કરી બતાવેલો છે. પણ અલ્લવયલ્લાહ ( અ૦ )=અફ્સોસ, પસ્તાવો ( અર્થ ) ધરાવતો શબ્દ છે. તથા અલ ( અ૦ )=ઉપસર્ગ+ ફા૦ વયલ:=સમય અત્રે જરૂર લાગતી નથી. માટે શબ્દ મજકુર ,એક દરે દર્શાવેલો હિં૦ છે તેજ બરોબર લાગે છે. |
| અલક / અલગ (હિં-પ્રા, હિં-નશ,) | અલગ | હિં. / સં, | અ, | ( અલિફ, લામ, ગાફ, )=દૂર, છેટે, જૂદું ( ઉ—લુ, ) અ+લગ—ચોટવું=અદ્ધર, આધાર રહિત, લટકતું, ન્યારૂં, પૃથક. |
| અલ્પઅર-સલાન | અલ્પેઅ-રસલાન | તુ, | ના. | ( અલિફ, લામ, પે, અલિફ, રે, સીન, લામ, અલિફ, નૂન, )=બહાદુર વાઘ. કારણ કે અલ્પ ( તુ. ) બહાદુર +અરસલાન ( તુ. )=ફાડી નાંખનાર વાઘ, આ ઉપરથી એક બાદશાહનો ઇલકાબ પણ છે ( લુ—કિ, ) |
| અલક દલક (ગુ-શ-કો.) | અલગ્ થલગ્ | હિં, | વિ. | ( અલિફ, લામ, ગાફ, તે, હે, લામ, ગાફ, )=જૂદું, અલાહેદું, હળવે,ધીમું, ( ઉ—લુ, ) અલગ્ન ( સં૦ ) ઉપરથી— " અલગ "+થલગ. |
| અલકદલક | ૦ | ગુ, | ના, | ( અલિફ, લામમુશદ્દદ, કાફ, દાલ, લામ મુશદ્દદ, કાફ )=બાળકીઓની એક રમત ( ગુ—શ—કો, ) |
| અલ્લા / અલ્લાહ (શા-પ,) | અલ્લાહ્ | અ, | ના. | ( અલિફ, લામમુશદ્દદ, અલિફ, હે, )=સંસ્કૃતમાં પણ " અલ્લા " ભાવવાચક નામ તરીકે આવે છે અરબીમાં તે " અલ્લાહ " પણ બોલાય છે |
| અલ્લા | ૦ | સં, | ના. | ( અલિફ, લામમુશદ્દદ, અલિફ, )=માતુશ્રી, મા ( ગુ—શ—કો. ) |

| | | | | |
|---|---|---|---|---|
| અલ્લામારા | અલ્લહ્-મારા | હિં, | વિ, | ( અલિફ, લામ-મુશદ્દદ, અલિફ, હે, મીમ, અલિફ, રે, અલિફ, )=ખુઆર, મરણ પામેલો વેરાન થઇ ગએલો (ઉ-ભુ.) અલ્લાહ (અ૦)=પરમેશ્વર નમારા (હિં૦)=મારેલો. એટલે પરમેશ્વરનો મારેલો-બગાડેલો, ઇત્યાદિ. |
| અવર | અવ્ર | અ. | ના, | ( અલિફ, વાવ, રે, )=કલાક, અઢી ઘડી ( ગુ-શ-કો, ) |
| અવર | ૦ | સં, | ના. | ( અલિફ, વાવ, રે, ) હાથીની જાંઘ ( ગુ—શ—કો, ) |
| અવલ અરજી | અવ્વલ અરજી | અ, | ના, | ( અલિફ, વાવમુશદ્દદ, લામ, એન, રે, જ્વાદ, રે, )=અરજી, ફરીયાદ, પ્લેઇન્ટ ( ગુ—શ—કો, ) |
| અવલ આખર | અવ્વલ આખિર | અ, | અ, | ( અલિફ, વાવમુશદ્દદ, લામ, અલિફ-મમદ્દ, ખે, રે, )=પહેલેથી છેડાસુધી, હેઠ સુધી ( ગુ—શ—કો. ) |
| અવલ કારકુન | અવ્વલ કારકુન | ફા, | ના, | ( અલિફ, વાવમુશદ્દદ, લામ, કાફ, અલિફ, રે, કાફ, નૂન, )=પહેલો કારકુન ત્રીજા વર્ગના ફોજદારી અમલદારની સત્તાવાળો. ( ગુ—શ—કો. ) |
| અવલંજલ (ગુ-શ-કો, | અવ્વલમન્ઝિલ | અ | ના, | ( અલિફ, વાવમુશદ્દદ, લામ, મીમ, નૂન, ઝે, લામ, )=શબના દાટવા-બાળવાની જગો, સ્મશાન, મુડદાંની જે છેલ્લી ક્રિયા કરવાની તે ( ગુ-શ-કો, ) અ૦ અવ્વલ—પહેલી+મન્ઝિલ, મુસાફરી. |
| અવલસાલ (ગુ-શ-કો,) | અવ્વલ-સાલ | ફા. | ના, | ( અલિફ, વાવમુશદ્દદ, લામ, સીન, અલિફ, લામ, )=વરસની શરૂઆત અથવા બેસતું વરસ. ૨ જે પહેલે વરસથી કોઇ પણ ગણત્રી કરવી હોય તે |

